# સદેવંત સાવળીંગાના નવ અવતારની વારતા.

અમદાવાદમાં

કાગદી ઓળમાં ખોજાદોરના મકાનમાં અમદાવાદ.

"વિક્ટોરિયા પ્રેસમાં"

છગનલાલ ઉમેદચંદે છાપી પ્રસિદ્ધ કરી

સંવત ૧૯૪૦ સને. ૧૮૮૪

કીમત રૂ ૦-૧૨-૦

૨૨૦૬

## સદેવંત અને સાવળીંગાના નવ અવતારની વારતા.

શ્રી ગણેશાએ નમઃ શ્રી સારદાએ નમઃ અથ નીચે સદેવંત સાવળીંગાની વારતા લખીએ છીએ.

દુહો—સમરૂ સરસ્વતી શારદા, માગુ બુધી વિશાળ જેથી ટળે મુરખહરશા; પ્રગટે જ્ઞાનની વાર. સત્ય થકી સજન ભલા, અને સત્યે વસસે મેહ, સત્યવંત સુખીયા સદા, દુખ ન પામે તેહ; સત્યે રાજરીધ્ધ મળે, સત્યે ઊગે ભાગ, સત્યે સુજસ પામે ઘણો; સત્ય કોડ કલ્પાણ, સત્યવંત તમે સાંભળો કથા કહુ રસ ખાણ. યુક્તિ જુક્તિ એહમાં સમજો ચતુર સુજાણ.

ચોપાઈ—સદેવંત સાવળીંગા તણી, વાત ભણું હવે નવ ભવ તણી; સાંભળજો દઈને કાન, મત ભુલ્યો પોતાનું ભાન. હુંકારા લાગુ વાત ન થાય, માગ્યા વિણા ન પીરસે માય; લગ્ન વિના નવ ગંત ગવાય; મરાળ વીના હુંસુ ન કુટાય. સોતા વકતા સુણજો સહુ; યુક્તિ જુક્તિ જોડીને કહું સજ્જન સુણીને હરખીત થાય, દુર્જનનું મુખડું કરમાય.

ચોપાઈ ત્રણ તાળની—એક સમે પારવતીને શીવ, કઈલાશભવમાં ગયા સદીવ, અસંખ્ય જુગની જોઈ વાવ, વળી બેઠા જો તેની માંહ.

કોઈ સમયને વિશે માહાદેવ અને પારવતી કઈલાશપુરીને વિશે બેઠા છે તેવામાં પારવતી શીવને કહેવા લાગી કે હે સ્વામી તમે ચાર દીશાના દેશો તથા વન દેખાડયાં પણ ઇશાન દીશાનુ વન દેખાડયું નથી, માટે કીરપા કરીને તે દેખાડો તે જોવાની ઘણીજ હુશ છે તે સાંભળીને મહાદેવજી કેહે છે હે પારવતી એ વનમાં શું જેવું છે, ત્યાંતો પાણી અને પથ્થર વિના બીજુ કાંઈ નથી; માટે હું

[redacted]વુ ત્યારે પારવતી બોલી જો તમે મને દેખા
ડવા નહી આવો તો હું અબોલા થઇ જઇશ એવું સાંભળીને શીવે
કહ્યું કે જો હું તને દેખડવાનો અરણ્ય તે વનમાં અનેક પ્ર
કારના ઝાડ અને ફુલ, તથા જાનવરને દેખાડતું કાંઇ પ્રકારની
હઠ કરે તો, ત્યારે પારવતી બોલી જે હે સ્વામી વગડામાં હું શા
ની હઠ કરીશ માટે ચાલોમારે તો કાંઇ હઠ નથી કરવી એમ ક
હેવાથી મહાદેવ પારવતીને વનને વિષે લઇ ચાલ્યા જાય છે એવા
માં એક વિચારે આવ્યાં ત્યાં જુએ છે તો અનેક પ્રકારના ફુલની
વાડી તથા પથરમાંથી પાણી પાણ ખળખળ નિકળે જાયછે અને કે
ટલાક પક્ષીઓ ઝીણે સ્વરે કુજીને ગાયછે અને ઘણો સુગંધી પવન
પાણ મંદમંદ વાયા કરે છે તેવું સુંદર વન જોઇને પારવતી ઘણો
આનંદ પામી પોતાના સ્વામીને કહેવા લાગી કે મહારાજ આ જ
ગા ઘણી સરસ દેખાય છે પાણ જ્યાંથી આ પવન થંડોથંડો આવે
છે તે જગાએ પાણી હોવુ જોઇએ. કારણ કે આવી ઠંડી લહેર આ
વે છે તે પાણી વિના આવે નહી તે સાંભળી મહાદેવ કહે જે અ
હીયાં અશંખ જુગની નાગોએરી વાવ છે અને તે વાવને શાતસે
પગથીયાં છે એવી મોટી વાવ છે અને તે પાણી ગંગા નદી જે
વું નિરમળ છે તેવારે પારવતી કહે કે એ વાવ મને દેખાડે અને તે
ની માંહે આપણે ફરવા જાઇએ તે સાંભળી મહાદેવ પારવતીને લઈ
ને તે વાવ માંહે ઉતરીને બેઠા અને પારવતી શીવને કહે જે હે સ્વા
મી આ વાવમાંથી પાણી ભરી લાવી મને પાઓ તે વારે મહા
દેવ કહે કે જળ ભરવાનું વાસણ લાવ્યો નથી માટે શેમાં ભરી
લાવીને તને પાઉ પારવતી કહે ગમે તેમ કરી મને પાણી લાવી આ
પો તેવારે મહાદેવે આગના ઝાડનું પાંદડું લઇને તેનો પડીઓ કરી
ને વાવમાંથી પાણી ભરી લાવીને પારવતીને આપ્યું

દોહરો—શીવ જળ ભરીને લાવીયાને, વળી સોંપ્યુ પારવ

તીને હાથ પીવા માંડે તે કામનાં, ત્યારે સુગ્રોઅની એક વાત.

જ્યારે પારવતીને માહાદેવજીએ પાણી લાવીને આપ્યું તે પારવતી જેવી પીવા માંડે છે તેવામાં એક ઝાડ ઉપર બેઠેલા જાનવરનું પ્રતિબીંબ તે પાણીમાં દીઠું તે વેળા પારવતી ઊંચે જોવા લાગી એટલે માહાદેવ બોલ્યા જે પારવતી તું પાણી મંગાવીને પીતી નથી અને કેમ ઊંચુ જુવેછે નીચું જોઇને પાણી પી એટલે આપણે આપણા સ્થાનકે જઇએ તે સાંભળી પારવતી કહે છે સ્વામી આ ઝાડ ઉપર જે જાનવર બેઠા છે તે ઘણાં સુનઝુ અને શાણાં છે પણ હોય તે કાંઇ ઉદાશમાં હોય એમ લાગે છે માટે તેનું શું કારણ હશે ત્યારે મહાદેવ કહે છે કે હે સ્ત્રી તેવાં વાંદરા તો ઘણાં ફરેછે એની વાત કેહેવા બેસું તો છ માસમાં પણ પુરી ન થાય માટે ચાલ અપણે આપણા સ્થાનકે જઇએ તે સાંભળી પારવતીને રીસ ચહડી તેથી પેલું પડીયામાં લાવેલું પાણી ફેંકી દીધું અને માખીનું રૂપ લઇને મહાદેવની જટામાં સંતાઇ ગઇ, તેથી મહાદેવે જાણ્યું કે પારવતી અલોપ થઇ તેથી પોતે ગાંડો થઇ ધુણવા લાગ્યો અને પારવતીની ખોળ કરવાને વનમાં ફરતો ફરતો જેમ જેમ પારવતીને ન દેખે તેમ તેમ વધારે ધુણવા માંડ્યું.

દોહરો—પાતર પાણીનું ફેંકીયુંને વળી લીધો માંખીનો વેશ શીવજી પારવતીને ખોળવાને. કાંઇ ફરતા ગાંડે જોને વેશ

ત્યાર પછી શીવજી કાલાવાલાં કરીને કહે જે એ પારવતી તું જે કહીશ તે હું કરીશ અને હવે હું તારાથી થાકયો હવે તુ પ્રગટ પણે થા અને તહારૂ મુખ દેખાડ એવું સાંભળીને પારવતી શીવની જટામાંથી નીકળીને પોતાનું મુળ સ્વરૂપ કરીને શીવની સામી ઉભી, પારવતીનું શકતીનું બળ વધારે તેથી ક

શીર સંતાઇ જાય અને શીવને પાણ માલમ પડે નહી માટે શી વ કરતાં પારવતી વધી ધણી કરતી અસ્ત્ર વધી, હવે શીવે કહ્યું કે હે પારવતી તું કયાં ગઇ હતી તારા વિનાનો હું ગાંડો બની ગયો હતો તે હવે તને દેખીને શુદ્ધી ઠેકાણે આવી, હું ખોળી ખોળીને થાકયો માટે તું કયાંથી આવી પરવતી કહે જે હું તો તમારી પાસેજ હતી હવે મને પેલા હીરાની વાત કહો ત્યાર માહાદેવજી કહે જે આવી રીતે એના આઠ ભવ થયા અને નવમો ભવ થવાનો છે. પારવતી કહે જે એ નવ ભવ મને કહી સંભળાવો, હવે તેના નવ ભવ શીવજી કહે છે અને પારવતી સાંભળે છે.

ચોપાઇ—શીવ કહે સાંભળતું નાર, નવ ભવનો કહુછુ વિસ્તાર, પેહેલેથી મરી બ્રાહ્મણ સાર ત્રીજે ચકવો ચકવી નર નાર, ચોથે હરણો હરણી કહી પાંચમે મોર મોરડી સહી, છઠે હરા હંશણી સાર, સાતમે રાય રાણી અવતાર, આતમે વાંદર વાંદરી થયાં; વીજોગથી તે બહુ દુખ લહ્યા; નવમે થશે નર અવતાર તે સઘળો કહુ વિસ્તાર, વીજોગથી ટળી હોશે સંજોગ દુખ ફેડી હોશે સુખ થોક.

દોહરો—સાત અવતાર એના વિજોગે ગયા હવે હવે આઠમે થશેરે તેમ નવમે સંજોગ પામસે સહી. એનુ અમર રેહેશે જગને નામ.

એ રીતે કહીને શીવજી કહે કે ચાલો હવે આપણે સ્થાનકે જઇએ તેવારે પારવતી કહે જે કે માહારાજ તમે જે વાત કહી તે તો મોઘમ કહી પાણ તેના નવ ભવ શી રીતે થયા અને તે શાથી વિજોગ પામ્યા તે સરવે માંડીને કહો નહી તો પાછી સંતાઇ જઇશ, તે વારે શીવ કહે અરે એમ નહી કરતી એક વખતતો સંતાઇને મારૂ તેલ કાઢી નાખ્યું ને વળી શું બોલી તું કહે તેમ કરૂ પણ કહે જે નવભવનો સઘળો વિસ્તાર મને સંભળાવો આ

હાદેવજી કહે ને પારવતી સાંભળે છે પ્રથમ કેળના ઝાડમાંથી નિ
કળીને બીજા ભવ વિશે બ્રાહ્મણ થયાં તે નાનપણમાં રામનાથ
જોશીની દીકરી સાથે વિવાહ કીધો અને દશ વરસનો થયો ત્યા
રે તેના બાપે કાશીએ ભણવા મોકલ્યો, ત્યાં કેટલાક દીવસ રહી
ને ઘણી વિદ્યા શીખીને ધન કમાઇને ઘેર પાછો આવે છે, તેવા
માં તેના સસરાનું ગામ રસ્તામાં આવ્યું તે ગામની ભાગોળે કુવા
ઉપર બ્રાહ્મણ વિસામો કરયો તેવામાં ગામના લોકોએ તેને ઓળ
ખીને તેના સસરાને કહ્યું કે તમારો જમઈ કાશીએથી આવ્યો
છે તે ઘેર જાય છે તે સાંભળી રામનાથ જોશી કુવા પાસે આવી
પોતાના જમઇને તેડી ગયો અને તેના સારૂ રસોઇ કરાવીને અ
છી તરેહથી જમાડયો હવે રાત પડી તે વખત પોતાની દીકરીને
પોતાના સ્વામી પાસે મોકલી ભટજી તેણીને એકાંત સ્થળમાં લઈ
ને સુઈ રહ્યા પણ સંસારની વાતમાં સમજ્યા નહી તે વારે તેની
સ્ત્રીએ તેને કામભોગ શીખવ્યો તે કરવાથી ભટજી ઘણા ખુશી થ
યા અને તેને વિશે ઘણોજ લોભ થયો હવે કેટલાએક દિવસ સાસ
રામાં રહીને પોતાની સ્ત્રી સાથે લેઇને બાપના ગામ તરફ જાય
છે એવામાં મોહોટા જંગલમાં આવી પોહોત્યાં ત્યાં બંનેને ઘણી
તરશ લાગી અને પાણી કાંઇ દીઠામાં આવતુ નથી એવામાં જો
તાં જોતાં કોઇ એક બાવાની તુમડીમાં પાણી દીઠું છે ગંગાથી
બાવાએ આપ્યું તો ખરૂ પણ તે નવટાંકને આશરે હતુ તથી
સ્ત્રી કહે હે સ્વામી આ પાણી તુ પી એમ સામ સામો વાદ કર
તાં કરતાં કંઠ સુકાવાથી બને મરણ પામ્યા એવામાં મહાદેવ
અને પારવતી આકાશ મારગથી જાય છે તેવામાં પારવતી બંને
ને મરેલાં જોઇને શીવને કહેવા લાગી જે આને સજીવન કરો
તેવારે શીવ કહે સજીવન કરૂં તો ખરો પણ આખર પાછાં મને
નહી માટે તું હઠ મુકીદે ત્યારે પારવતી કહે ગમે તેમ થાઓ

પણ એ બંનેને જીવતાં કરો પછી માહાદેવજીએ પાણી મંત્રીને છાંટયું એટલે બંને જણ શજીવન થયા અને તેમની પાસે તુમડી હતી તે શીવના પ્રભાવથી પાણીથી ભરાઇ ગઇ તે જોઇને બ્રાહ્મણે પોતાની ઝોળી માંહેથી લાડવા કાઢીને બંને જણે ખાધા અને તુમડીમાંથી પાણી પીધું એવામાં તેમને ભોગ કરવાની ઇચ્છા થઇ તેથી બ્રાહ્મણ કહે છે કે હે સ્ત્રી આપણે આ વનમાં રહીશું તો જાનવર હેરાન કરશે માટે કોઇ ગામ નજીક જઇએ તો ઠીક એમ ધારી બંને જણ એક ગામની ભાગોળે આવીને શીવના દેવળમાં ઉતરયાં એવામાં વિષય ભોગની તેમની મરજી થઇ તેથી સંકરાશ લીધે માહરૂં લીંગ તેમને અડચણ કરવા લાગ્યું તેથી તે શીવલીંગ તેણે ઉખેડી નાખ્યું અને ભોગ કરવા મંડયા.

છપો

કામીને નહી શરમ, કામી જન ધરમ ન ધારે;
કામીને નહી લાજ, કામી જન મરે ને મારે.
કામીને નહી ભાન, કામી જન કાંઇ ન વિચારે;
કામીને નહી શુદ્ધ, જ્યારે કામાતુર થાએ,
કામી કરમ કરે ઘણું, પાપ પુન્ય નવિ ગણે;
કામી સમો પાપી નહી, અવગુણથી દુઃખમાં પડે.

ત્યારે શીવ પારવતીને કહે જે મે તુને કહયું નોહોતુ કે આને જીવાડવાથી હરકત કરશે કે જો મારી મુરતી એ ને ઉખેડી ફેંકી દીધી ત્યારે પારવતી કહે કે તમો તમારૂ શરીર બદલીને તેની પાસે જઇ બીવરાવો પછી માહાદેવજી બાવાનો વેશ લઇને હાથમાં ઝોળી અને દંડ પકડીને દેરામાં આવીને તેઓને કહે કે અરે દુષ્ટો તમે દેવળમાંથી નીકળો નહી તો શ્રાપ દઇશ તે સાંભળી પેલા બંને કહે જે અહીયાં તારા બાપનું શું થાકે છે. જા જા તાહરા સારૂ આ જગા કરાવી છે એ રીતે બોલ્યાને શીવ

ને બંને જણે મારવા માંડયા તેથી મહાદેવજીને ગુસ્સો ચડયો અ
ને શ્રાપ દિધો કે તમારા આઠે ભવ વિજોગમાં જશે તે સાંભળતાં
વેંત બંને જણા બે ભાન થઇ ગયાં અને ત્યાંથી નાશીને વનમાં
ગયાં, નદીના કિનારા ઉપર એક ગામ દેખીને ત્યાં બેશીને વિચાર
કરવા લાગ્યા જે આપણે કાશીએ જઇ કરવત મુકાવીએ તો શીવ
નો શ્રાપ લાગશે નહી; એ વિચાર કરતાં વાહાણું વાયુ તે વારે અસ્ત્રી
કહે જે આ ગામમાં જઇને તુમે ખાવાનું લઇ આવો પછી તેનો ધણી
ગામમાં ખાવાનુ લેવા ગયો એવામાં એક રાજાનો કુવર સવારમાં રમ
વા નીકળ્યો હતો તે ત્યાં આવી ચડયો તે વારે અસ્ત્રીને દીઠી તેથી
કામ વિકાર જાગ્યો, અને તે કહે જે તુ મારી રાણી થા અ
ને મારે ઘેર ચાલ, જો સમી રીતે આવીશ તો ઠીક છે નહી તો
જબરાઇથી લઇ જઇશ તે સાંભળી સ્ત્રીએ વિચારયું કે હમણાં
તો ગયા વિના છુટકો નથી માટે હાલ જાઉ અને પાછળથી હરેક
યુકતી કરીને છુટીશ એમ ધારી કુવરની સાથે ગઇ અને કહે કે હા
લ મારે વરત છે તે માસ પુરા થયાં પછી ભોગ કરીશ તે વાત
કુવરે માની અને તેને એક મેહેલ રેહેવા સારૂ આપ્યો હવે તેનો
ધણી નદીના કીનારા પર જુએ છે તો પોતાની સ્ત્રી દીઠી નહી
તેથી દુખ પામતો કાશીએ જઇને કરવત મુકાવ્યુ હવે પછી સ્ત્રી
એ વિચાર્યું કે હવે હું શી રીતે છુટુ એવે રાતની વખત મે
હેલમાંથી ઉતરી ત્યાં નિચે ઘોડો બાંધેલો હતો તેના ઉપર પુરૂષનો
વેષ પેહેરીને બેઠી તે એક રાવતે દીઠી તે પણ ઘોડાની પાછળ
પાછળ જવા લાગ્યો થોડે દુર ગયા પછી પેલીએ પાછુ વાળીને જો
યુ તો રાવતને દીઠો રાવતે તેને દીઠી તે વારે વિચાર કરવા લાગી
કે આ રાવત મારૂ શીર કપાવશે માટે એને બોલાવુ તો ખરી
એમ ધારી રાવતને કહયું કે તુ કોણ છે રાવત કહે હું રાજા
નો ચાકર છું પણ જો તુ માહારી સ્ત્રી થાય તો તને કાંઇ દુખ

આવવા નહી દેઉ ત્યારે તેણીએ વિચારયુ. કે હાલ તેની મરજી મુજબ હો કહુ ને પછી તેનો ઘાટ ઘડીશ એમ તને સાથે રાખ્યો તેટલામાં રસ્તે વેગજેથી એક ગામ દેખીને પેલા રાવતને કહ્યું કે આ ગામમાંથી ખાવાનુ લઇ આવો પેલો રાવત પણ ભરૂસો રાખીને ગામમાં ગયો તેજ વખતે પેલીએ ઘેડો ભટકાવી દીધો અને થોડી વારમાં પાંચ સાત ગઉ પોંચી ગઇ, ત્યાં જઇને વિચાર કરવા લાગી કે મારો સ્વામી કયાં ગયો હશે એ કેહતો હતો કે મારા દેવજીએ શ્રાપ દીધો તેથી કાશીએ જઇ કરવત મુકાવીશ માટે નકી કાશીએ ગયો હશે એમ ધારી પોતે પણ કાશીએ જઇ ત્યાં કરવત વાળાને પુછયુ કે ભાઈ અહીંયા કોઇ બ્રહ્મણ આવ્યો હતો, તે વરે કરવતવાળો કહે બ્રાહ્મણ આવ્યો હતો, તેને શીવે શ્રાપ દીધો હતો કે આઠ ભવ વિજોગે જશે તેથી તેણે મને કહ્યું કે મારે શાપ નિવારણ કરવા કરવત મુકવે વારે મેં કહ્યું કે શીવનો શ્રાપ મટશે નહી અને તું કરવત મુકાવીશ તો એક ભવનું ફરી દરૂ મુકવાનુ મળશે. એમ કહી કરવત મુકાવ્યું તેને થેડાજ વાર થઇ છે, તે સાંભળીને તે સ્ત્રીએ પણ ઘોડો અને બીજો સામાન ધરમ કરીને પોતે પણ કરવત મુકાવ્યું ત્યાંથી મરીને બને જણ ચકવો ચકવી થયાં ને વનમાં રેહવાં લાગ્યાં એટલામાં એ બને એક ઝાડની ઘટામાં બેઠા છે ત્યાં એક દવ લાગ્યો તે બળતો બળતો ઝાડ નજીક આવ્યો અને તે પણ બળવા માંડયું. તેથી એના પાંદડા બળીને નિચે પડવા લાગ્યાં તે માંહે માંહે એક બીજાને કેહે છે.

દોહરો—પત્ર વછુટે જેમ ડાળથુરે વળી તમે વનના રાય; અબ આપને કબારે મિલશે, અને દુરદુર પડે રે જાય.

પાંદડાં કહે છે અરે ભઇ આપણે જુદા પડીએ છીએ હવે કયારે મળીશું ને ત્યારે ઝાડ બોલ્યુ કે આપણું મળવુ તો ઘણુ મુશકેલ છે; કારણ કે તેમાં કાંઇ આપણો ઉપાય નથી કે અહી

યાંથી બચીયે પણ આપાણા ઉપર પેલા જનાવર બીચારાં બેઠા છે તે કે મ ઉડતા તથી નથી કાંઇ કરતાં ઉડી જાય તો છુતાં રેહે.

દોહરા—દવ બળતો દેખી કરે, કાંઇ તરૂવર કહે સુણ રાય; અમે તો બળીએ પાંખો વિના, ભુડા પંખી કયું ઉડી નવ જાય.

ઝાડ કેહે છે હે પખી તમે તો પાંખોવાળા છો તેથી ઉડો અને અમારે તો પાંખો નથી માટે બળીએ છીએ તે સાંભળી પંખી કેહેછે

દોહરો—ફળ ખાધાને ઘર કરયાંરે, વળી બેસીએ નીત ડાળ; તમે બળો ને અમે ઉડએ તો, પ્રીતી તે કેમ પરખાય.

હે તરૂવર અમે નિરંતર તારા ફળ ખાધા છે અને વળી તારા ઉપર ઘર કરીને રહીયે તારી ડાળ ઉપર બેશીએ અને હવે તું બળે ને અમે છુટીયે એ વાત ઠીક નહી માટે અમે તારા ભેગાં બળીશું.

દોહરો—હળદી તો જરદી તજે ને, વળી ચુનો તજેર શ્વેત; દોનુ મીલકે કંકુ ભયાને, બલીહારી તેનુ હેત.

પંખી કેહે છે હે ભાઇ સાંભળ જેમ હળદરને ચુનો ભેગા થાય છે તે વેળા હળદરની પીળાશ મટી જાય છે ને ચુનાની સફેદી મટી જાય છે, ને પાછો કંકુના જેવો લાલ રંગ થાય છે માટે અમે પણ તેવીજ પ્રીતી કરનારા છીએ, તે કેમ ઉડી જઇએ, અમે પણ તમારી સાથે બળીશુ એમ કહી તે ચકલો ચકલી બન્ને બળી મુઆ; ત્યાં ચોથા ભવમાં એક વગડામાં હરણ અને હરણી થયા તે એક દીવસ ઘાસ ચરવાને જાય છે તેવામાં એક પારધીએ તેમને ઘેરયાં; તે વેળા હરણો કેહે છે.

દોહરો—પાપી પારધી ક્યાંથી આવીયો ને, કાંઇ લેવા અમારાં રે પ્રાણ; વગર વાંકે અમને મારશો તો, તેમાં તારૂં શું સરશે કામ

હરણો પારધીને કહે છે પાપી તું અમારા વગર વાંકે પ્રાણ લેવાને ક્યાંથી આવ્યો અને અમને મારવાથી તારૂં શું સારૂં થશે તે સાંભળી પારધી કહે છે.

દાકરો—હુતો પાપી નથી પણ કાંઇ મને મોકલ્યો રાજાએ આ હી ભક્ષણ કરવા તેડને, હુતો લઇ જાશ તમને તહી.

પારધી કેહે છે હરણ હુંતો પાપી નથી પણ રાજાએ ભક્ષણ કરવા માટે મને મોકલ્યો છે, તેથી હું તમને ત્યાંહાં લઇ જઇશ, એમ કેહે છે તેટલામાં હરણો કુદકો મારીને નાશી ગયો અને હરણી પકડાઇ ગઇ તેને ઝાલીને પારધી લઇ જાય છે તે વારે હરણી બોલી.

દાકરો—ભાઇરે વીરા મારા પારધીને, કાંઇ દયા કરી મુજને છો ડ; રસ્તામાં મારો નાશી ગયો, માટે કોપા કરીમને મેહેલ.

એવી રીતે હરણીનુ ગરીબીનુ બોલવુ જોઇને પારધીને દયા આવી તથી તેને છોડી દીધી પછી તે હરણી પોતાના હરણને ખોળવાને વનમાં ફરતી ફરતી એક પરવત પાસ તે હરણને મુ એલો દીઠો તેથી પોતે પણ માથુ કુટને મરણ પામી ત્યાંથી બંને જણ મોરની યોનીમાં પેદા થયાં, તેથી મોરને સંજોગ હોતો નથી માટે તે ભવ પણ વિજોગમાં ગયો, ત્યાંથી મરીને હંશ હંશણી થયાં તે એક દીવસ વનમાં રમવાને નીકળાં હતાં તેવામાં એક મોટો નાગ આવ્યો, તે બંનેને ગળી ગયો તે વખત બને જણે; પરમેશ્વરનુ નામ સંભારેલું તેથી મરીને હંશનો જીવ ઉદે પુર નગરને વિશે સુંદર શ્રી ને પેટે દીકરી થઇ તેનુ નામ ગુ ણવંતી એવું દીધુ, હવે તે ગુણવતીના બાપે તેનો વિવાહ વલ્લભ કુંવરની સાથે કરયો અને તેની માએ તથા તેના ભાઇએ અને તે ના કાકાએ જુદે જુદે ગામ વિવાહ કરયો એવામાં લગનના દીવશો તે ચાર જણ પરણવા આવ્યા તેઓ માંહે માંહે લડવા લાગ્યા પેલો કહે કે હું પરણું ને પેલો કહે કે હું પરણું, એવી રીતે ચા રે જણા તકરાર કરવા મંડયા; તે જોઇને ગુણવંતી કન્યા ફરીથી ફરીને વિચારવા લાગી જે માહારા વાસ્તે આ બધા લઢી મરે છે,

માટે મને ધિક્કાર છે એમ ધારીને અગ્નીમાં બળી મુઇ તેની સા
થે એક જણ મોહ કરીને બળી મુઓ અને બીજો રાજ છોડીને દે
શાંતર નાશી ગયો ત્રીજો તેના હાડકા ને રાખ ગંગાએ વેહેવરાવી
આવ્યો અને ચોથો વલ્લભ નામનો કુંવર પોતાને ઘેર જઇ સ્ત્રીની ચી
ઠ મુકી જમવા લગ્યો હવે જે દેશાંતર નાશી ગયો હતો તેને ર
નમાં ફરતા ફરતા એક જોગી મળ્યો તેને કહ્યું જે હે મહારાજ હું
દુખાયો છું, માટે આજની રાત તમારા મઠમાં સુઇ રેહેવા દો, બા
વે. કેહે કે એ સામી ઝુંપડીમાં સુઇ જા પછી તેમાં સુતો એવા
માં મધરાતને સમે પેલાને ઉંઘેલો જાણી બાવાએ ઉઠીને એકબીં
યરામાંથી મડદુ લાવ્યો તે મડદું એક પાદશાહની ઓરતનું હતું
તે જોગી કબરમાંથી કાઢી લાવેલો હતો. તે મડદું ભોંયરામાં મુ
કે અને મધરાતે પોતાના મઠમાં લાવીને અમ્રત છાંટી સજીવન ક
રીને તેની શાથે ભોગ કરે છે તે પેલા રાજાના છોકરાએ દીઠું એટલે તે
વિચાર કરવા લગ્યો કે એ જોગીએ પાણી છાંટયું તે ક્યાંથી લા
વ્યો અને ક્યાં મુકે છે તે જોવું જોઇએ એમ ધારી હળવે રહી બહાર
બહાર નીકળી તે જોગીને અમ્રતનો શીશો મુકતાં દીઠો તે જોઇને
પોતે સુઇ રહ્યો ત્યાર પછી તે જોગીએ મડદાને સજીવન કર્યું
હતું તેની સાથે રંગભોગ કરીને પાછું મડદું કરીને ભોંયરામા મુ
કી આવ્યો. સ્વારમાં જોગી ફરવા નિકળ્યો, તે વેળા પેલા રાજ
કુંવરે છાનો માનો અમ્રતનો શીશો બાવાના મઠમાંથી ચોરી લી
ધો તે લેઇને રસ્તે ચાલતો થયો અને તાકીદથી જતાં સ્ત્રી બળી મુ
ઇ હતી ત્યાં આવીને શીશામાંથી અમ્રત છાંટયું એટલે બંને બ
ળી મુએલા સજીવન થઇને ઉઠયાં તે વાતની ગામે ગામ ખબર થ
વાથી પ્રથમની પેઠે ચાર જણ એકઠા થઇને જુદ્ધ કરવા લગ્યા;
તેવામાં તે કન્યાના બાપે નગરમાંથી મોટા અને હુશિયાર શાહુ
કારોને બોલાવીને કહ્યું કે તમે ન્યાય કરો જે આ કન્યાનો વર

જેમ થશે ત્યારે પારવતી કહે જે માહારાજ એમને માણસનો ભવ આપો અને આટલું માહારૂ કહ્યું માનીને એ બીચારાં રાંકને માણસ કરો ત્યારે શીવ કહે જે આ વખત અમ્રત ચોઘડીયું છે માટે હમણાંજ આ વાવમા બને જણ પડે તો હમણાંજ માણસ થઇ જાય; એવો વાયનો મહિમા છે માટે જો એમાં હમણાંજ પડે તો નકી બંને જણ વાંદરા મટીને માણસ થાય.

દોહરો—ઉંચા તારા ટગમગે ને, નીચેરી મહા જળ વાય; તેમાં પડે દો જનાવરાં તો, વળી સરજે નરને નાર.

ચોપાઇ—સરજે નરેને નાર, વળી ઇશ્વર તો એમ કહે; એ નાખીએરી વાત, અવતાર તો અમર રેહે; આપ્યું શિંહાસન કોય, રાજ દીધું ચકવે; અનેક જુગ વહી જાય, અવતારતો અમર રહે.

એવી રીતે શીવ કહીને પારવતીને લેઇ ત્યાંથી આગો નીકળ્યા હવે શીવે કહેલુ પેલી વાંદરીએ સાંભળ્યું ને વાંદરાના સાંભળવામાં આવ્યું નહી. તેથી વાંદરી વાંદરાને કહે છે.

દોહરો—સાંભળ ભુંડા વાંદરાને, તરૂ હઇયુ રાખ નિરધાર; પડીએ અમ્રત વાવમાં તો. વળી આવે મનુશ અવતાર.

હે વાંદરા આપણને શિવે કહ્યું માટે વાવમાં પડીએ તો મનુષ્ય થઇએ ત્યારે વાંદરો કહે છે.

દોહરો—દેહી પોતાની બાળી કરીને, બાવો ચોળેરે જેને રાખ, વાંદરી માં જાણો ઇશ્વરારે, એવા લંગોટા ફરે જો ને લાખ.

હે સ્ત્રી એમને ઇશ્વર કેમ કેહેવાય એવા તો રાખ ચોળી જટા વધારી લંગોટીવાળી ઘણાએ બાવા રખડે છે માટે હુ તો નહી પડુ જો એવાતું કહ્યું કરીએ તો જીવ ખોઇએ પછી વાંદરીએ ઘણું કે જંત્યો પણ વાંદરાએ માન્યું નહી એટલે છેવટ થાકીને એકલી વાંદરીએ તે વાવમાં શ્રી રામ કહી પડતુ મુક્યું તે પડતાં વેંતજ સોળ વરસની ઇંદ્રના ઘરના જેવી અપ્સરા થઇરે

હી તેમાં પોતે નગ્ન શરીરે ઉભી રહી છે પછી વાંદરો તે સ્ત્રી જોઇ મહા મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવ માં પડવા માં ડયું એટલે અસ્ત્રી બોલી.

દોહરો—સાંભળ ભુંડા વાંદરાને, વળી હવે ન ભરતો ફાળ; આ અવસર ચુકીયો વહી ગયું ને, હવે સામો ઉગંતો રે કાળ.

હે ભુંડા વાંદરા હવે તું પડીશ તો મરી જઇશ કારણકે એ પળ ગઇ જો તુ મારી સાથે પડયો હોત તો તારૂં કામ થાત એવું સાંભળી વાંદરો મનમાં પસ્તાઇ ઘણો શોક કરવા લાગ્યો ત્યારે સ્ત્રીને કહેછે.

દોહરો—અમે તે વન કેરાં વાંદરાને વળી ફરીએ તે ડાળે ડાળ તુજે વાંદરાની સુંદરીને, તને લઇ જશે ભુપાળ.

હે ભુંડી ત્યારે હવે મારા શા હવાલ થશે, તને તો આવી રૂપવંતી જોઇ કોઇ રાજા લઇ જશે ને મારે તો ડાળે ડાળે ભટકવુ પડશે ત્યારે સ્ત્રી બોલી કે ભુંડા વાંદરા તુ શીદને ચીંતા કરે છે તને મુકીને હું કયાંઇ જઇશ નહી તું પેહલેથી તક ચુકયો તે હવે વિમાસે શું વળે હવે તું વનમાં જઇ વનફળ લઇ આવે તો આપણે બંને જણ ખાઇએ એવુ સાંભળી વાંદરો વનમાં વનફળ લેવા ગયો, એવામાં હીરાશેન રાજા, મનરંજણો પ્રધાન તથા એક ઘાંચજો એ ત્રણે જણ શીકાર રમી પાછા ઘેર જતા હતા તેઓ વાવ્ય ઉપર આવ્યા ને એ વાવ્યની પાસે એક ઝાડ હતુ ત્યાંજઇ બેઠા પછી રૂપાની ઝારી ઘાંચજાને આપીને એ વાવ્યમાં પાણી ભરવા મોકલ્યો; ઘાંચજો ઝારી લઇ જેવે વાવ્યમાં એક બે ને ત્રણ પગથીયાં ઉતરયો એટલે પેલી સ્ત્રીએ એનો અવાજ સાંભળ્યો કે કોઇ પુરૂષ આવે છે ને હું તો નગન છું, તેથી પોતે માંડીથી ઘટો કહાડીને કહ્યુ કે ખબરદાર કોણ આવે છે ઘાંચજાએ એકાએક ઓચીંતો વાવમાંથી ભણકાર અવાજ સાંભળ્યો એટલે તે બીન્યો તેથી હાથમાંથી ઝારી પડી ગઇ.

મોહુલો—ખડખડ ઝારી હાથે શું પડી, માથે ની પધડી ઉડી; વિ
ચારી જોડા ત્યાં તે રહયો. બુમ પાડી રાજા આગળ ગયો.

ઘાંચજી થરથર ધ્રુજતો ધ્રુજતો ઉઘાડે માથે નાઠો નઠો રાજા
રાજા પાસે આવ્યો, રાજાએ પુછ્યું કે પાણી લાવ્યો ત્યારે ઘાંચજી
કહે માહારાજ બળું તમારૂ પાણી હું તો મહારા છોકરાના નસીબે
માંહીથી જીવતો આવ્યો હું માંહી ઉતરયો તે એકાએક એવો મો
ટો ભયંકર અવાજ થયો કે તે સાંભળીને છાતી ગુટી ને ઝારી
હાથમાંથી વાયમાં પડી ગઇ પાઘડી પણ માથેથી પડી ગઇ ને
માગ જોડા પણ મુકીને નાશી આવ્યો છું તે હજુએ શમો વ
ળ્યો નથી તે સાંભળી રાજા ઢાલ તરવાર લઇ વાવ્ય ઉપર આ
વ્યા ને વાયમાં એક પગથીયું ને બીજે પગથીએ ઉતરયા કે માંહે
થી ગણગણાટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાં રાજા ખમચા
ઇને ઉભા રહયા પછી માંહેથી સ્ત્રી બોલી કે કોણ આવે છે હું
નગ્ન છું, ત્યારે રાજાએ કહયું કે તુ ડાકેણ છે, ચુડેલ છે, કે કો
ણ છે ત્યારે સ્ત્રીએ કહયું કે હું દુઃખની મારી સ્ત્રી છું પણ નગ્ન
સ્ત્રી છું ને તમે પુરૂષ છો તેથી તમને ના કહુછુ પછી રાજાએ
પોતાને ખમે દાગીનો હતો તે વાયમાં નાખ્યો એટલે તે લઇ પેહે
રીને ઉભી રહી પછી રાજા ધીરે ધીરે હીમત ચલાવી વાયમાં ઉત
રયો ને જુવે છે તો મહા રૂપવતી કોઇ ઇંદ્રની અપછરા જેવી સ્ત્રી
દીઠી તેને જોઇ અંજાઇ ગયો પછી રાજાએ સ્ત્રીને કહયુ કે તું
આવી જગામાં કેમ રહે છે. મારી સાથે ચાલ હું રાજા છું
માટે તારે જે જોઇશે તે આપીશ ને તને માહ, શુખી કરીશ
પછી સ્ત્રી કહે માહારાજ હું તો કુવારી છું ત્યારે રાજા કહે હું ત
મારીસાથે પરણીશ સ્ત્રીએ કહયું કે તમે મને વચન આપો કે હું
કહું તે તમારે કરવું પછી રાજાએ એને એવું વચન આપ્યું એટ
લે સ્ત્રી કહયું કે એક તો મારી સાથે વાંદરો છે તે મારો જીવ

માગ્ છે તેને સાથે રાખવો ને બીજુ એ કે હું તમારી સાથે છ માસ પછી લગ્ન કરીશ રાજાએ કહ્યું કે એમ કરેજે પછી રાજા પોતે વથથી બહાર આવી ધાંયજાને કહ્યું કે તું ગામમાં જઇ એક રથને પાંચ સાત સીપાઇ લઇ આવ પછી ધાંયજો રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઇ લેઇ આવ્યો એટલે રાજાને સ્ત્રી કહેછે કે આ રથ મંગાવ્યો છે તેમાં બેસો હવે પેલો વાંદરો વનમાં ગયો હતો તે આવ્યો તેવામાં સ્ત્રીએ પડદો ઉઘડી બાહાર મોહો કાહાડી જાયું એટલે પેલો વાંદરો ઠેકડો મારી રથમા પેશી ગયો તે રાણી પાસે જઇ બેઠો પછી રાજાને રાણી ગામમાં આવ્યાં, ત્યાં રાજાએ રાણીને એક ડંડાયા મેહેલમાં ઉતારો આપી એમાં રાખીને એની હજુરમાં નોકર ચાકર તથા દાશી સોંપી તેમાં રાણી પોતાના વાંદરાને સોનાની સાકર બાંધી પોતાના પલંગે બાંધી રાખે છે રાજા કોઇ વખત પાસે જાય તો સામો ખુરશી નાખી બેસવું પડે રાણીની પાસે જઇ બેસાય નહી જો રાણીના થડમાં જવા જાય તો વાંદરો ડોળા કાહાડી સામો દંતઇ । કરી કરડવા જાય પણ રાજાને રાણી પાસે આવવા દે નહી પછી રાજાએ વિચાર કરયો, કે આ વાંદરો રાણી પાસેથી જાય તો પછી નિરાંત વાત થાય નહી તો આપણને જંપવા દેશે નહી એવું જાણી પોતાની માનીતી રાણી પાસે આવ્યા ને કહ્યું કે તમે આ સ્ત્રીની પાશેથી વાંદરો આઘો કહડાવવાનો ઉપાય કરવો જોઇએ એમ વિચાર કરતાં કરતાં એક દહાડે એક મદારી વાંદરો અને વાંદરી લઇ રમત રમવા દરબારમાં આવ્યો એટલે રાજાએ મદારીને કહયુ કે તું રાણીના મેહેલ આગળ જઇ રમત કરીને રાણીને ખુબ ખુશી કર કે તને રાજી થઇ કાંઈ વચન આપે તે વચન લઇ તુ રાણી પાસે જે વાંદરો છે તે માગી લે એમ કહી રાજા મદારીને પેહેલા પચાસ રૂપીયા આપ્યા તે લઇ મદારી રાણીના મેહેલ સા

મો આવી રમત કરવા માંડી એટલે રાણી વાંદરાને ઝરૂખે લાવી બેઠા પછી મદારીએ ખુબ રમુજી રમત કરી તેથી રાણી ખુશી થઇ મદારીને કહ્યું કે તું માગે તે આપું ત્યારે મદારીએ કહ્યું કે આપનું વચન પછી રાણીએ મદારીને વચન આપ્યું એટલે મદારી કહે કે આ વાંદરો છે તે મને આપો તે સાંભળી રાણી માહા ચીંતામાં પડી કે આણે શું માગ્યું જો ના કહું તો વચન જાય તેથી વાંદરો મદારીને આપ્યો ને મદારીને કહ્યું કે આજથી છ મહીને આ વાંદરાને બરોબર શીખવી પેહેલ વેહેલો મારી પાસે રમવા લાવજે હું તને કાંઇ ઇનામ આપીશ હવે મદારી વાંદરો લઇને જાય છે, તેટલામાં જતાં જતાં વાંદરો રાણીને કહે છે.

દોહરો—ખાઓ પીઓને ધન વાવરોરે, વળી કાંઠા પેહેરોરે સાર; તમ માટે અમે વેચાવીઆરે, ભુંડી મદારીને દરબાર.

હે ઓ હવે તું ખા પીને મજા કર, ને હું તો હવે જાઉં છું એમ કહીને વાંદરાની આંખમાંથી ચોધારે આંસુ ચાલ્યાં જાય છે તે જોઇ ઓ કહે છે!

દોહરો—વખત ચુકયો તુતો વાંદરાને. ભુંડા બોલી લાજને તુતો વેણ, તુજ ઘટ સાલે મારી પ્રીતડીને, વળી મુજ ઘટ સાલે તારા નેણ.

હે વાંદરા તું વળી ચુકયો ને હવે બોલે શું થવાનું તને મારી પ્રીત સાલે છે ને મને તું રૂવે છે તે તારા નેણ સાલે છે પછી મદારી વાંદરાને લઇ પોતને ઘેર ગયો છ મહીના થવા આવ્યા એટલે રાજાએ રાણી સાથે પરણવાની તઇયારી કરી, આમ ન તઇયાર કરવાને લગનના બે ત્રણ દીવસ બાકી રહ્યા એટલામાં પેલો મદારી વાંદરાને લઇ રમત રમાડવા આવ્યો ત્યારે રાણીએ પોતાના [illegible] ચોકમાં મદારીને રમવા બોલાવ્યો રાજા મહેલને સાથે લઇ જોવાને આવ્યા એટલે મદારીએ રમત ચાલુ ક

રા એણે વાંદરાને ખુબ રમાડયો એથી રાજી થઇ રાણીએ અને રાજાએ મદારીને સરપાવ આપ્યો પછી મદારીએ વાંદરાને કહ્યું કે તું રાજાને સલામ કર, એટલે વાંદરાએ રાજાને સલામ કરી, ને રાણીને સલામ કરવાનુ કહ્યું એટલે પુંઠ ફેરવી બેઠે ને સલામ કરતો નથી, તેથી મદારીને રીસ ચડી એટલે વાંદરાને પાંચ સાત લાકડીયો ઝપાટી દીધી, એથી વાંદરાની આખમાં આંસુ આવ્યા. એ જોઇ. રાણી કહેછે.

દોહરો સુણ સલક્ષણ વાંદરાને,તુને ભરી ન શકયો જોને ફાળ; તારા શરીરે પડે લાકડીને તેતો મારા શરીર ઉઠે ઝાળ.

હે વાંદરા તારાથી ફાળ ન ભરાઇ નથી તને દુઃખ પડે છે ને તારા આંસુ જોઇ મારા શરીરે ઝાળ ઉઠે છે પછી રાણીએ પોતાનો નવ લાખ રૂપીયાનો હાર હતો તે તોડી નાખીયો એટલે મદારી વાંદરને મારતો મુકી મોતી વિણવા લાગ્યો વાંદરો છુટો થયો એટલે વિચારયું કે રાંડ પોતે સુખ ભોગવે છે ને મને માર ખવરાવે છે માટે લાવ લાગ આવ્યો છે તેથી કુદી રાંડનું ડોકુ મરડી નાખું એમ ધારીને ઠેકડો મારયો તે એક ધાબુ ઝલ્યું પણ ધાબુ તુટી પડયું એટલે તે નીચે પડયો ને તરત પ્રાણ નીકળી ગયો, તેવું રાણીએ જોઇ મદારીને કહ્યું.

ચોપાઇ તોડુરે નવસર હાર, ભુડા મોતી વિણવા લાગ્યો હુ મણું હતો કર માંહી, મદારી વાંદરો કયાં ગયો.

મદારી વાંદરા સામુ જુવે છે તો મરી ગએલો દીઠો પછી રાણી વાંદરાં મરી ગએલો જોઇ વિચાર કરે છે ને મનને કહે છે.

દોહરો—કોઇ હઇયા કરે પખિડોરે, જીવીને શું એ કરેસ; જેકશે પ્રાણી માહારે મીતડીરે. હુનો તેતો એમોરે ભજેસ.

રાણીએ ધારયું કે મારો જે જન્મ ધણી તેતો મરી ગયો હવે માહારે જીવીને શું કરવુ છે. માટે હવે એની પાછળ મરવુ

એમ કહી બેપી એની પાછળ પડતા જાય છે એટલે રાજા એને ઝાલવા ઉઠયો પછી તેમની પાછળ પ્રધાન પણ ઉઠયો રાણી પડી એટલે રાજા પણ રાણીની પાછળ ઝાલવા જતા તે પડયા, ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પડયો. એટલે ત્રણે જણના જીવ નીકળી ગયા આવો બનાવ જોઇ મદારી ગભરાયો કે હવે રાણી શો વલે થશે ને મારે માથે તોહોમત આવશે; એટલે મને રીબાવી રીબાવીને મારશે. માટે આપણે એકદમ મરી જાઉ એટલે દુખ ભોગવવું ન પડે, પછી મદારી પણ પોતાને હાથે જીવ કાહાડી મરી ગયો. જે વાંદરો હતો ઓ રજા શાલીવાહનને પેટે છોકરો થઇ અવતરયો એનું નામ સદેવંત એવું નામ પાડયું, ને રાણી હતી તે એજ ગામમાં નગરશેઠ પદમાશાને ઘેર અવતરી, તેનુ નામ શાવળીંગા પાડયું જે હોરસેન રાજા હતો તેનું મનનો પરાણામાં રહી ગયુ નથી ધારા નગરીમાં માણેકચંદ શેઠને ઘેર અવતરયો એનું નામ રૂપાસ પાડયું, ને પ્રધાન જે મનરજાણો ચતુર હતો ને હાલ બારોટ થયો, ને જે મદારી હતો એ રાંડીરાંડને પેટે છોકરો થઇને અવતરયો ત્યાં રાંડીરાંડને થયો માટે એ છોકરાને લઇ જઇ વગડામાં મુકી આવી તે બાવા ધુતળીમલની નજરે પડયો. એટલે તેને પોતાના મઠ (આશ્રમ મા) લાવી ઉછેરી મોટો કરયો એનુ નામ ગોરખો પડયું હવે રાજા શાલીવાહનને ઘેર છોકરો અવતરયો તેની વધામણી ઘેર ઘેર આવી.

ચોપાઈ—ધવળમંગળનેધોળ, વધામણ જેને ગામ ઘેર ઘેર હીલોલેહેર ગાયછે માહેલીયાં; થડ થડ થડકે ઢોલ, કલીસ્વર કહી ગયાં; શીંગ[illegible] શાલીવાહન, સદેવંત કુંવર જનમોય.

[illegible] રાજાને ત્યાં આવા રૂપવાન કુંવર જન્મ્યો તે દહાડે ના[illegible] [illegible] વસંત[illegible] આઠ વરસનો થયો [illegible] તેનુ રૂપ [illegible]

જ પડે કે પોતાના રેવંત ઉપર જવાહીરનું રતન જડીત પલાણ માંડી પોતે સ્વાર થઇ હવા ખાવા નીસરે સાવળીંગા પણ એવી માહે; તેજસ્વી ઇંદ્રના ઘરની અપછરા જેવી ભણી ગણીને ચતુર થઇ છે તે. દરરોજ નીશાળે જાયછે. ને પોતાના પીતાએ સદાવરત બાંધ્યું છે કે કોઇ અભોંયાગત માગવા આવે તો તેને આપે પણ પાછો ન કાઢે. શાવળીંગ ઘણા શોભિતા સણગાર ધારણ કરી પોતાની સોળસે સાહેલીઓ રોજ સાંજનો વખત નવ દરીએ ગરબા ગાવા જાય છે એવામાં બાવા ધુંનળીનાથના ચેલા ગોરખે કહ્યું કે માહારાજ તમે તમારી જટા કેમ ચોળતા નથી, ત્યારે ગુરૂએ કહ્યું કે બચ્ચા મે જટા કીસતરેસે ધોઉ મેરેકુ એક સારા દીન લગતાહે ને મેરૂકુ બસ્તીમે મંગનેકુ જાના પડતાહે સો નિવરાસ મિલતી નહી એઇ બસ્તે નહી ધોતા, ત્યારે ગોરખે કહ્યું કે માહારાજ મેં મંગનેકુ જાઉ; તુમ તુમારી જટા આજ ધુઓ, ગુરૂ કહે બચ્ચા જાવેતો ખરા લેકીન લાલાબારોટની પોળમાં મતજાના ગોરખો કહે ઠીક માહારાજ મે નહી જાઉ, પછી ગોરખે માથાના કેસ છુટા મેલ્યા અખંડ ભભુત લગાવી ભસ્મ અંચળો ઝોળી ડંડો પગે પાવડી, ચકમક ચીપીઓ, સેલીસીંગી અને કપાળે સીંદુરની અરચા કરી હાથમાં ડંડે લઇ કછો ભીડવી જોગી બાવો અલેખ અલેખ કરતો વસ્તીમાં ચાલ્યો જ્યાં પદમસા શેઠની હવેલીના સોનેરીયા ચોકમાં આવી અલેખ જગાવ્યો.

ચોપાઇ—સતકા બાંધ્યા સદાવ્રત, કે કુડા બાંધ્યા કામની; ધરમીકી સુરતી ધરમ, ભીક્ષા દેને ભામની,

બાવાએ કહ્યું જો સદાવ્રત સતનાં બાંધ્યાં હોય તો ભીક્ષા આપ અને જો કપટનાં કરયાં હોય તો જઇએ એમ કહી મેહેલ નીચે જઇ ઉભો પછી શાવળાંગા અવાજ સાંભળી જરૂખે આવી જુએ છેતો બાવાને ઉભેલા દીઠા નહીત્યારે હાંક મારી પુછે છે.

ચોપાઇ—મારા મોહોલુ હેઠ, અલખ બાવે જગાવીયા; નવ રા નોહોતા મારા હાથ, બાવાજી પાછા ચાલીયા,

શાવળીંગા કહે કે મારાગ મોહોલ નીચે આવી મને વાર લાગ તેથી બાવાજી પાછા ગયા એવું સાંભળતાં બાવે, સમમુખ આવી કહેછે.

ચોપાઇ-દેવુ હોયતો દે શબ્દ પાળો શામની અતીત ઉભો છે તારે દર ભીક્ષા દાને ભામની.

બાવાને સનમુખ ઉભો જોઇ શાવળીંગા કહે છે,

ચોપાઇ-ઉભા રહોને બાવાજી આજ, ભીક્ષા તુમે લીજીએ તમ આવેલીલા લેહેર આશીશ અમને દીજીએ.

એમ કહી શાવળીંગા પોતે સોનાનો થાળ ભરીને ભેટ આપવા આવી તે જોઇ બાવો કહે છે.

ચોપાઇ—નાખ્યાં નજર ફેરાં બાણુ, આટો કેમ લીજીએ બાવો માગે જોબન કેરાં દાન, અતીતકુ દીજીએ.

તે સાંભળી સાવળીંગા બોલી

ચોપાઇ—તમેરે પુજ્યા દેવ, તમે પુજી દેવીઓ; તમે થયા જોગી રાજ, તમારે નારી કેવાઓ.

હે બાવાજી તમે સંસાર મુકી જોગી થયા ને તમારે નારીનો ખપે શો ત્યારે બાવો કહે છે.

ચોપાઇ—નથી પુજ્યા મે દેવ, નથી પુજી દેવીઓ; ગુરૂએ આપ્યા શબ્દ નાંખુધુ ફેરીઓ.

બાવે કહ્યું કુનો દેવીને ઓળખતો નથી, પણ ગુરૂનાં વચને કરીને અહી ફેરા પાડયું શાવળીંગા તેના બોલ સાંભળીને તેનું રૂપ જોઇ ઘણી મોહીત થઈ ચેલાને કહે છે.

દોહરો—કામની રૂપ શરૂપ, રૂદેમાં જાણીએ; લેહેર સમુધ્રમાં મન અમતુ માનીએ.

સાવળીંગા કહે બધુ લોહેર ઊંચુ વળવું કે કોઇ નારી નથી મ

ટે નગરમાં જઇ કોઇ સારી જોઇ પરણો તે સાંભળી ચેલો કહે છે.

ચોપાઇ—તુફીહે રૂપ સરૂપ, હાજર રહો તુમ ખડી; દને જોગ ન ફેરાં હાન, લગન કરને ઝખચડી.

ચેલે કહ્યું કે તારા જેવી રૂપાળી કોણ છે માટે તુજ લગન કર એવું સાંભળી શાવળીગાને રીસ ચફડી ને એમને કહ્યું.

દોહરો—મારા મારા બાવલીયાને, વળી નજર રાખ તારી ઠી; ફોડી નંખીશ તાહારાં તુમડાં, તો તું શેણીરે માગીશ ભીખ.

એવું સાંભળી ચેલો કહે છે.

દોહરો=સુણજે ચંચળ નારીયાંને, વળી ઓસનકુ જરા શીખ વાડેથી લવું બીજાં તુમડાંને વળી નમારે માગુ હુતો ભીખ.

હે શાવળીગા જરા વિચાર કરીને બોલ તું તુમડાં ફોડી નાખીશ તો વાડે ઘણાં ની જે છે તે સાંભળી શાવળીંગા ક્રોધ કરી કહેછે.

ચોપઇ—વાતાં કરી નેણ, બાવાજી તમને મારશું; ઝોળી પડશે ઉસે બજાર તુમડાં ફુટેશ હારશું.

તે સાંભળી ચેલો કહે છે તુ એવી કેવી કામણુમારીછે તે નજર કરી મારોશ એમ કહી કહે છે.

ચોપાઈ=સુનએ ચંચલ નાર કલ ઉઠ મર જાઉંગે દને જોબન ફેરા દાન હુવા દેક જાઉંગે.

હે શાવળીંગા ગુમાન કરે છે તે શું કેટલા કાળ જીવવાની છું ત્યારે શાવળીંગા કહે છે.

ચોપાઇ—મુવા જાતનો છે અતીત, કોણ તારી જાતડી; બાવવા દે ચિંતાય મુર બાજ, પછે તારી વાતડી.

શાવળીંગા કહે મુવા તુ અતીત થઇને આવી હઠ કરે છે માટે મારા બાપને તેડી કહી વડે કરાવીશ ત્યારે ચેલો કહે છે,

ચોપાઇ=ખડો પીતા તારો સેટ, છુટાવે ફુલ વાડીયાં, તેરે સરખી કઈકો કર્યાં બાર, કાયકુ મેલું ભારીયાં.

હે સ્ત્રી તારો બાપ તો મોહોટો ઉમરાવ છે. ને તે ફુલની વાડી ચો લુટાવી દ છે ને તુનો ફુલની કળી જેવી છે તેમાં આટલો ગુમાન કરી મોગું મારે છે તેવા વચન સાંભળી શાવળીગાને કરોધ ચહુડયો ને આંખ કરડી કરી બાવાના સામુ જોયું,

ચોપાઇ—બાવો માગે લોટ, કે સેહેર જાણે આપણે, સાધ્યાં ને શું કેરાં બાણ, બાવો પડયો બારણે.

જ્યારે સાવળિંગાએ રાતાં ચોળ જેવાં લોચન કરી બાવાના સામી નજર કરી જોયું કે બાવો તેનું તેજ જોઇ અંજાઇને ભોંય ઉપર પડયો, તે પડતાં ધાબાકો સાંભળી સાવળીગાની ભોજાઇ પોતે બારીએ આવી જુએ છે તો બારણા આગળ બાવાને પડેલો દીઠો તે જોઇ વિચાર કરે છે નણંદ નાના છે પણ કામણગારાં નિકળ્યાં બાપડા બાવાને જોત જોતામાં ભોંય પાડયો. એમ વિચાર કરીને કહે છે.

ચોપાઇ—નણંદ નાનેરા બાળ, કામણ ક્યાંથી શીખીયાં, જોગી મારયો અબધુત ઘરેઘર ભીખોતાં.

હે નણંદ આ બાપડા ભીખ માગનારને તમે મારયો, તે સાંભળી શાવળીંગા પોતાની ભોજાઇને કહે છે.

દોહરો=મેરે મારયો હોયતો હુએ મરૂ, નીકર મરજો બાળી તાહેર; ડાબી આંખને ફરૂકડે, વળી ફાટી પડસેરે ફકીર.

દુહો—એક મારયોને બીજો મરસે તો, વળી નગરમાં થાશે જાને વાત; જોગી મારયા જટા ધારીયારે, બાઇ જેવારે ઓરેખનાથ.

હે બાઇ આ એક મારયો ને બીજાને મા જો તો, ઘેરઘેર નમારાં વાત થશે, એમ કહી પોતે મેહેલમાં પેસી ગઇ હવે ગુરૂ એના પાસે આવીને ચેલાને કહે છે.

ચોપાઇ—ચેલ રે તુઠો જોને આભ, તુટી બાણે આભલી ચકરે બદતી નાર, કામણગારી હોણી મળી.

હે ચેલા તને શું થયું ત્યારે માથે આભ તુટયો કે તને કોઈએ કામણ કરયાં, તે સાંભળી ચેલો કહે છે.

ચોપાઈ—નથીરે તુટયો ગુરૂ આભ, નથીરે તુટી આભલી; કામણગારી નાર, શાવળીંગા મુજને મળી.

હે ગુરૂ મને શાવગિંગા કામણગારી મળી છે તે કામણ કરયાં છે, બીજુ કાંઇ થયું નથી તે સાંભળી ગુરૂ શાવગિઆને કહે છે,

ચોપાઇ—સુણએ ચંચળ નાર, લડકેસે કયું લડી; શીર બેઠઆ ઉતાર, અદાસે કયું ખડી.

હે રાંડ તે મારા ચેલાને કેમ મારયો; તને શ્રાપ દઇ બાળી ભસ્મ કરી નાંખીશ. નહીતો સાચે સાચુ કહે, તે સાંભળી શાવળિંગા નરમ થઇ બાવાને કહે છે.

ચોપાઇ=દીઠી જોબનવંતી નાર, જીવડો ચાલ્યો છળીને એમાં શો અમારો વાંક, શુ આવ્યા ચેલાની વારે ચહડીને.

હે માહારાજ માહારૂ જોબન ને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છળી ગયો તેમાં હું શું કરૂ ત્યારે ગુરૂ કહે કે તુ એને ઉઠાડ પછી શાવળિંગા પોતે ચેલા પાસે આવી કહે છે,

ચોપાઇ=ચેલાજી બેઠા થાઓ, આંજુ તમારી આંખડી; પેહેરવા આપુ પીતાંબર લાલ, ચહડવાને આપુ ચાખડી.

હે માહારાજ હવે તો ઉઠો પણ ચેલો ઉઠતો નથી ત્યારે સાવળીગા પોતે ચેલાની સામુ હસીને લલચાવે છે.

ચોપાઇ—ઉઠોને માહારાજ, આપણુ કરીએ ઓરડી; કરાવું ભોજન બત્રીસ, જમાડુ રસ રોટલી.

હે માહારાજ તમારે જમવાની ઇચ્છા હશે તે તમને જમાડીસ, તમે ઉઠો તે સાંભળી ચેલો કહે છે.

ચોપાઇ=બળ્યારે તાહારાં પકવાન, બળી રસ રોટલી; સલામત સાસુ રેહેલા કેરા લોટ, બળીરે તાહારી ઓરડી.

હે સ્ત્રી મારેનો તાહારૂ કાંઇ જોઇતુ નથી પછી ગુરૂ ચેલા ઉપર હાથ ફેરવી ચાલે છે ને કહે છે.

ચોપાઇ=ચેલા નાસવુ હોય તો નાશ શેહેર નહી આપકું મા રસે માજન ફિરા લોક, કોઇ નહી કહે બાપકું.

બાવા રીશ ચહડાવી લોકોને કહે છે તુમ સબ લોક ઈ.રસે ચ લે જાઓ નહીતો સારા શેહેર હળાહળ કરડરૂગા. પણ લોકો મા નતા નથી એવામાં સરૂવંત કુંવર ઘોડે બેશીને ફરવા નીકળ્યાં હતા પોતે ત્યાં લોકો ભરાયા જોઇ પોતે ત્યાં આવ્યા ને ત્યાં બધા લો કોને ખસો ખસો કહે છે. પણ માનતા નથી, એવું જોઇ પો તે ઘોડો લઇ વચમાં પડયો ને પોતાની પાસે ચાબકો હતો તે લો કોને જપાટવા મંડયો એટલે લોકો દડાદોડ કરવા લાગ્યા પછી બાવો પોતાના આશ્રમ ઊપર ગયો, ને મોરખાને કુંવરે પાશે બો લાવી પુછયું કે અહ્યા ત્યાં શુ હતું કે લોકો ભરાયા હતા તેવારે ચોરખો કહે કે માહારાજ તમારા નગરમાં છાતી ડાકણ છે તે મને વળગી હતી પણ મારા ગુરૂએ મને છાતો છોડાવ્યો. ને આ હીંયાં આવ્યા નીકર ઉગરત નહી ત્યારે કુંવરે કહ્યું કે માહારાજ ડાકણ બાકણની તો વાતો ને શુ એ માચુ કહો તે વારે ચેલો કહે માહારાજ તમારા નગરમાં મે સ્ત્રી દખી તેના તેજે કરી મુરછા ખાઇ હેઠો પડયો એમ કહી કહે છે.

ચોપાઇ=અપછરાની અનુસાર, શેઠ પદમનીકુંઆરી જાત લોક ની માંય, અપછરાએ ઉતરી હેઠ્ઠઝપટ અપળ અલબેલ બાળા શી ચમકે મનમે એ મોહનની આંખનડુ ચહેડાવ્યન જાણે નેનમે.

હે રાજા કે જેની આંખની ઉપમા કરી કે જેવા મોટા વનને વિશે ચપળા કહેતા વિજળીનો ચમકારો થઇ રહે છે તેમ તેની આંખ ચળકારા મારે છે એવી જાતની ઉપમા કહી એટલે કહેવું તને મોહ થયો ને કહે છુ મને તેહનુ નામ ઠામ બતાવ ને તે કયું

રહે છે તે સાંભળીને ચેલો બોલ્યો કે.

દુહો—ઊંચા નાળીએરીનાં ઝાડવાને, સામી સરઇયાની ઓળ; આર કરતુ ગોઠડે ઘણુંને રાજા ઓરે સાવલીંગાની પોળ.

જ્યાં એવી નિશાની સાંભળી એટલે સદેવંત પોતે ધસ્યો ધ્રસ્યો લાલાબારોટની પોળમાં આવીને જુએ છે તો એકથી એક ઘણી ઊંચી હવેલીઓ દીઠી તેથી વિચારમા પડ્યો કે આમાં સાવળીંગાની હવેલી કઇ હશે એવો વિચાર પોતે પોળ વચે ઉભા કરે છે, એટલામાં રાજસભામાંથી લાલબારોટ ઘેર આવે છે તે સદેવંત કુવરને શેરી વચે ઉભા રહેલાં જોયા પછી સદેવંતકુવરને બોલાવીકેહે છે

ચોપાઇ—શેરી વચે સદેવંત આવીય ને, વળી ઉભા રહ્યાં જોને માહારાજ સાચુ બોલો કુંવર સલુણા તમે આવ્યાછો કોને કાજ

હે સદેવંત કુંવર તમે અહીં શેરી વચે કોને શારૂ આવા ઉભા છો ત્યારે સદેવંત લાલાબારોટને કહે છે.

દુહો—લાલાબારોટ મારે મન વસ્યાને, વળી તમથી વાહેરૂ નહી કોય; તમારા શેરીમાં એક નારી રહેને, તેનો મેળાવો કરી દાઓય

ચોપઇ—મેળાવો કરી દાને ભાય, આલુ કડાં કંઠી ચોકડાં; લુટાવી દઉ ધનમાલ, રૂપઇયા આપુ રોકડા; પાલખી કડી સુખપાલ, આલુ હાથી ઘોડલા; આપુ આલુ રાજપાટ, આલુ રથ જોડલા.

સદેવંતે કહ્યું કે હે બારોટ હું તમને કહો તે આપુ પણ મને એ નારીનો મેળો કરી દો બારોટ કહે હે ભઇ એ નારી કઇ એનુ કાંઇ નામ હશે કે બાપે ભાંરે નારી જે એવી નારીઓ તો મારા પોળમાં સો છે. જો તેનુ નામ ઠામ કહોતો બતાવું, ત્યારે સદેવંત કહે કે પદમાભાનો દીકરી સાવળીંગા તેનો મેળાપો કરી આપો હું તમને કહેશો તે આપીશ તે સાંભળી બારોટ કહે છે.

હે રાજા દમ સોભથી નહી લલચાય એને કાંઇ કમિ નથી, હું મોરી આપે પહેરા સાર્‌ પ્રીત કરે ને મારાથી એના મોડ કે

મ જઈને ફેરવાય માડાગ મેબલામાં તો મારે બધે માત પિતા જે
વું છે, હું એને કહું ને જઇને એના બાપને કહે તો માહારી ઇ
જત જતી રહે, માટે ભાઇ હમણાં તુ ઘેર જા. ને સાંજના ચાર
વાગતાં તું પાછો અહીં આવજે એટલે તે નિશાળેથી આવતી હશે
તે તને અગાશીમાંથી બતાવીશ હમણાં તો એ નિશાળે હશે એ
મ કહી બારોટ પોતાને ઘેર ગયા ને સદેવંતને કંઇ સુજતુ નથી ને
શાવળીંગાની મનમાં ઝંખણા લાગેલા તેથી કાંઇ ચેન પડતુ ન
થી ને મનમાં વિચાર કરે છે કયારે ચાર વાગે ને જઇને તેને જોઉં
રે મણુ એમ વિચાર કરતા કરતા ત્રણુને ચાર વાગતા આવ્યા એટ
લે સદેવંત કુવર પોતાના શોકીનના શણગાર પેહેરીને તઇયાર થયા

તરેહ તરેહના શણગાર સજી પોતે, મહા કામરૂપ જેવો બની ઘો
ડેસ્વાર થઇ લાલાબારોટને ઘેર આવ્યા, લાલાબારોટ સુતા છે તથી
પોતાનો ઘોડો થાંભલે બાંધી પોતે લાલાબારોટના પલગ પાસે જઇ
તેમને જગાડયા ને કહે કે બારોટ ચાર વાગવાની વખત થઇ, હ
વે મને એ સ્ત્રી દેખાડે મને બાપાએ કહ્યું તે વાત ખરી છે કે
ખોટી એનુ એવું રૂપ છે કે નહી ત્યારે બારોટ સદેવંતને કહે
ને એના રૂપની ખબર છે જો તેને વરણુવી બતાવું એમ કહી
સદેવંતને કહે છે

કવિત—ચાલ લાવણીની.

ચિત્ર રૂપ ચિતમાં છાજે, ચંપ વરણુ વન ચીત ભરી; પુરવ પુ
ન્ય કીયે જેને કાટોક, સોપાવે એસી નારી. સુકા ચાંચ સી નાક બ
ની હે, દંત બને દાડમ કળી; જુગ જગા અતિ તન કેમળ, ચરણુ
બને જેસી વન કદળી; નાજુક પુતળી કમર જાણી લી, કદ આં
ખળીયાં કુંગ કુંગી; ચંદ્ર બદનને કટગ કેસન જેસી, અજબ બ
ની રંગ પુતળી; એસી અદામે બન જગ મેશા. સુન સુંદર વ
ર બળીહારી; પુરવ પુન્ય કીયે જેને કાટોક, સોપાવે એસી નારી.

બારોટ કેહે હે રાજા જેને પુરવ પુન્ય કરોડો કર્યાં હશે તોજ એના રી મળે નહીતો મળનાર નહી એવું કહી વળી બારોટ કહે છે.

કવિત—મુખ બન્યો મેહેતાબ સરિખો, દાંત જડ્યો મણ મોતે રી; પુગન પાટસો પેટ કેહી જે, છાતી બની કચી કેરી. કંઠ કોકીલે કોમલ જેશી, મદન કિકે તુજ ઘેરી; ચાલ ગજરાજ સરીખી સો કેઇ આશક કરતા ફેરી; છુટે પરીના ભમર બાસ લે, સંબે બાળ નાગન કાળી; પુરવ પુન્ય કીયે જેને કોટિક, સો પાવે એસી નારી,

એટલામાં શાવળીગા પોતાની સોળસે શાહેલીઓને લઇ હંસ ની ચાલ ચાલતી આવે છે, અને તેનુ મુખારવીંદ સુરજના જેવું પ્રકાશ મારી રહ્યું છે, તેથી તેને આવતી જોઇ બારોટ સદેવત ને કહે છે; કે કુંવર તમે ઉ ાવળા જઇ આંબી શેરીએ ઉભા રહેશો તો તમને તે મળશે સદેવતે વેગળેથી આવતી જોઇ હતી એટલે મનમાં ઘણો મોહિત થઇ રઘવાયો રઘવાયો થઇ બેશી ગાંચી શેરીયે ગયો.

ચોપાઇ—છેટે થકી કામન લગા, નેનમે મુજરા; ચાલે હંશગત ચાલ, ગળે ફુલનકા ગજરા; સાવળીંગા રૂપ સ્વરૂપ, ઘર દિશાએ ચાલીયાં, જેમ માન સરોવર માંય, હંશગત હાલીયાં,

એવી રીતે તેને આવતી જોઇ રસ્તો રોકી વચે ઉભા છે, એટ લામાં શાવળીંગા શોળસે શાહેલીયો લેઇ ચાલી આવે છે, અનેજે જે સાહેલીઓના ઘર રસ્તામાં આવે છે તે ઘેર જઇ નવરુ ીએ ગ રમા જવાને સારૂ અત્યશોભિતા શણગાર ક ી નાંખી શોભીતા પેહેરણા જાય છે એમ કરતાં શાવળીંગા પોતે એકલી રહી તે ઘ ર ભણી ચાલી આવે છે,. એટલે સદેવતનો ઘેડો રસ્તામાં ઉભે લો જોઇ ખચકાઇને વિચાર કરવા લાગી કે રાજાનો કુંવર ઉભોછે તેથી સામા જવું નહી કારણ કે મહા તોફાની છે તેથી મને કાંઇ કેહશેમાટે કાંઇ આડો રસ્તો કાહાડીને ચુકાવી ઘેર જઉ એમ ધારી તેને એક ગાંચી ઉપર કુદો કહયો.

દોહરો—ગાંધી કસ્તુરી લઇને આવજે, ને વળી બોરી તન હારે ખવાય; કોક માણસ આડુ ઉભુ રહ્યું તો, તેના આડુ તે ફેમરે ઉતરાય.

એવું સાંભળી સદેવંતના મનમાં એમ આવ્યું કે ગાંધીના ઘરથી કસ્તુરી લઇ આવે છે પણ સાવળીંગાની મતલબ એવી હતી કે રાજા તુ કસ્તુરી ખોળવા આવ્યો છુ તે તને રસ્તામાં નહી મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મેહેલ ભણી ચાલી નીકળી ઘેર જઇ સોળ શણગાર ધારણ કરી વાજે વાજે મોતી પરોવી મહા મુલ્યવાન વસ્ત્ર પેહેરી કોઇ રંભાની માફક બની ઠણીને નવડેરીયે ગરબા ગાવા ગઈ ને રાજાતો તેની વાટ જોઇ ત્યાં ઉભો રહ્યો છે. તેને પછો બોલાવું એમ ધારી બારોટ પોતાની અગાસીમાં રહીને રાજાને કહે છે.

ચોપાઈ—સદેવંત ઘોડીયો ખેલાવ, આવ મારી શેરીએ; સોળસે સાહેલીનો સરદાર, રમે છે નવડેરીએ,

હે રાજા તું શું ઉભો રહ્યો છે, પાછો આવ એતો નવડેરીએ ગઈ ત્યાંથી રાજા બારોટના ઘર આગળ આવ્યો અને સાવળીંગ નવડેરીએ ગઇ એવી વાત સાંભળી ઘોડો છુટો મુકી ધસ્યો ધસ્યો નવડેરીએ જઇ ઉભો રહ્યો અને જુવેછે તો એક એકથી ચડીયાતી સોળસેં સહેલીઓ દીઠી તેમાં સાવળીંગા કેઇ તે ઓળખાતી નથી તેથી પાછો નીરાશ થઇ બારોટ પાસે આવી કેહેછે.

ચોપાઇ—જેને સોળસેં સાહેલીનો સાથ, બારોટ કેમ ઓળખીએ કેઇ સાવળીંગા નાર, અમને તો એ ભામાવીએ.

હે બારોટ સોળસેં સહેલીઓ ત્યાંતો એક રૂપ થઈ રહી છે તેમાં સાવળીંગા અમને ઓળખાવો ત્યારે બારોટ કહે તુ વારો ભાઓ બાંધી ધીરજ રાખ ને જાઉં છું ને એની નિશાની બતાવુંછું તે યાદ રાખજે.

દોહરો—ઘુઘરીઆળો જેનો ઓઢણો ને વળી સાળુડે કસબી કોર, કંઠે તો લાલ માળી ઝળકે ને એના હઇડામાં ટહુકે જાને મોર.

હે સદેવંત એની આંખો વીના શરમે અંજાએલા છે ને બીજીઓને આંજન આંજવુ પડેછે, અને કપાળે ટીલડી ચોહોડેલી છે. તે બીજીઓના સોળે શણગાર બરાબર છે એવુ એનુ રૂપ છે તે એંધાની લઇ સદેવંત ધાયો ધાયો નવડેરીએ જઇ જયાં સોળસે સાહેલીઓ ગાતી હતી તેની વચે જઇને ઉભો. એટલે સઘળી સાહેલીઓ શરમાઇ આઘુ ઓઢી એકઠી થઇ ગઇ અને શાવળીગા હતી તે પોતે અધુ ઓઢી તેના સનમુખ આવી ઉભા રહી અને સદેવંતને કેહે છે.

ચોપાઇ—સદેવંત કુંવરે સુજાણ ઉભા કેમ શેરીએ; હું નકલંકી નાર, નેણાં કેમ ફેરાએ. દેખશે દુરીજન લોક, વિચારશે કોઇ વાતમાં; આપણ સરખે સરખાં શેય, જાઓ સઉ સઉના સાથમાં

હે રાજા તમે તમારા સાથમાં જાઓ ને હું મારા સાથમાં જઉ કોઇ આપણને દેખશે તો વાત કરશે અને હુ નકલંકી નાર છુ તેથી તમારે આવુ કરવુ ન ઘટે આ કાંઇ એકાંત જગા નથી ને પ્રીત તે કાંઇ ઉઘાડી થતી હશે માટે તમે જાઓ આવાં મીઠાશનાં વચન સાંભળી સદેવંત મહા મોહીત થઇ ગયો ને શાવળીગાને કહેછે.

હે શાવળીગા તાહારા જેવી રૂપવંતી સ્ત્રી જેને મળશે તે પુરૂશ ન્યાલ છે, અને તેને ધન્યછે, શાવળીગા સદેવંતના મીઠાશના વચન સાંભળી તેનુ રૂપ જોઇ ઘણી મોહીત થઇ ગઇ, અને સદેવંતને કહેછે.

ચોપાઇ—સદેવંત બેડો મારો મેલ પાલવ મારો ફાટશે ચુકીને દઇશુ અમે માર લખેશે રાજા માજશી.

દોહરો—[illegible] શાવળીગા સદેવંતકહેને વળી મેલુને ગમતીરે સાજ શોભ પડેને પડ ઉદેરે ગોરી તોએ ન મેલુ આજ

દાહરો—ઘુંઘટ મુખથી દૂર કરીને તને ઘુંઘટ નહીરે સોહાય કી ચારે કુળનીછે ગોરીયાતે વળી વદન છુપાવી ઘેર જાય.

હે રાણી મારાથી વદન છુપાવી શીદ જાયછે, શાવળીગા મો તો દખાડ પણ પેલા બાવાના જેવું થાય તો પછ તેની શીરલે થાય તેથી મોં દખાડતી નથી, પણ રાજાને સમજાવીને કહેછે.

દાહરો—આરે ઘુંઘટમાં કપટ ઘણાને વળી ઘુંઘટ ખોલ્યો ન વ જાય, જો હું ખોલુ રાજા ઘુંઘરો તો વળી મરે કે માંદારે થાય.

ચોપાઇ—મેને ખાયા કેવલાસા વછ નાગકે જતુરસે કયું ડરૂ, મેને રમાડે કાલે નાગ બીછુડેસે કયુ ડરૂ.

હે સ્ત્રી મે કેળવીયા વછ નાગ ખાધેછે તે થંતુ થી કેમ ડરીશ. અને વળી મેં કાળો નાગ રમાડયોછે તો વીંછુથી ડરીશ, માટે મને તારૂ મોં દખાડ તે શાંભળી શાવળીગા બોલી.

હે રાજા ચાર ડગલા મને આઘી જવાદો પછી તમને મો બતલું પણ તમે મને ફજેત ન કરશો, એમ કહી સદેવંતથી ચાર ડગલા આઘી જઇ મુખ ઉપરથી પાલવનો છેડો ખસેડયો જયાં રાજા સામુ જુએછે એટલે જેમ આકાશમાંથી એક દમ ઝબકતી વીજળી નીકળે અને એકાએક કોઇના જોવામાં આવે અને અંજાઇ જાય, તેની રીતે રાજા અંજાઇ મુરછા ખાઇ પરથવી ઉપર પડયો અને શાવળીગા દશેક ડગલા ગઇ એટલે આંખ ઉઘાડી જુવેછેતો શાવળીગા જતી દીઠી એટલે મનમાં ઝુરવા લાગ્યો ને કહયુંકે હવે એ મને કયાં મળશે, ને એનો મેળાપ કયા થશે એ નીશાળે બેસવાનુ કહુતો મારા બાપે કમાણી ભણાવીને ઉઠાડયો છે ને ગાદીએ બેસાડવાની તઇયારી કરેછે, તે હવે પાછો નીશાળે કેમ મોકલે એવી સોચનામાં સદેવંત કુવર ગાંડા જેવો થઇ ગયો છે, અને મુખથી શાવળીગા શાવળીગા કહેતો જાયછે.

સોરઠો—શારીએ સોરીએ સાદ કરે દીસતો સજાનુ દીવાનુ કરે

વેણુ કામણ કરી ગઈ વેર, નિશ્ચય મારવું માહરૂં અંતર ઝેર.

રાજા પોતે વિચાર કરતા કરતા રસ્તે ચાલ્યા જાય છે, એટલે બીજે દિવશે પોતાનો હજામ મોહોલાની હજામત કરવા જાય છે તે મળ્યો ત્યારે રાજાએ હજામને પુછ્યું કે અલ્યા વાળીયા તું ક્યાં જાય છે, ત્યારે વાળીયાએ કહ્યું કે હું ગોરની હજામત કરવા નિશાળે જાઉં છું રાજા નિશાળનું નામ સાંભળતાં ખુશી થયા અને વાહાલીયાને કહ્યું કે ભાઈ તું હજામત કરતા પેહેલા નિશાળમાં જઈ શાવળીંગાની ખબર કેહે કે તે શું કરે છે એમ કહી ઘેર ચાલતા થયા ઘેર આવ્યા એટલે પોતાની રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નથી આવેલ તેથી ઉદાસ થઈ નીંદ્ર આહાર તજી બેઠાં છે એટલામાં સદેવંતને આવતા જોયા. અને ઘરમાં આવ્યા.

હે રાજાજી તમારો જીવ ઉદાસ કેમ રહે છે અને તમે શા કારણથી ડોલતા ફરો છો પણ રાજા કાંઈ ઉત્તર આપતા નથી અને એક ઠેકાણે ચુપ રહી બેશી રહ્યા છે. હવે પેલો વાહાલીઓ ધાંયજો મેહેતાની નિશાળમાં ગયો ને ત્યાં મેહેતાજી ઊંઘી ગયા છે ને એક ઠેકાણે નિશાળીયા બેઠા છે તેથી શાવળીંગા જોવામાં આવતી નથી એટલે વાહાલીઓ તાળોટા પાડી ગાવા મંડી ગયો. ( સદેવંત નામ મારા વાલાજીરે, તેનું છે કામ મારા વાલાજીરે; ) એવી રીતે કહેતો જાય છે ને ગાતો જાય છે તે શાવળીંગાએ સાંભળ્યું એટલે વાળીયાને બોલાવી પડદામાં રહી કહે છે કે અલ્યા વાળીયા સદેવંતની શી ખબર છે ત્યારે વાળીઓ બોલ્યો કે ભાઈ તુમારી ચિંતાથી મરે છે, ઘેલો ઘેલો ફરે છે હું તો ગોરની હજામત કરવા આવ્યો છું પણ ગોર ઊંઘે છે માટે પાછો જાઉં છું ત્યારે શાવળીંગા કહે તું જરા મારા નખ લેતો જા એમ કહી પડદામાંથી પોતાના બે હાથ બાહાર કાહાડે છે એટલામાં વાળીયાની આંખ આ

ધારી આવ્યા ને બોંયપર ચકરી ખાઈને પડયો તે સુધી આ- વી એટલે ઉઠીને સારશીંગાની આંગળીઓના નખ ઉતારી લીધા અને હાથેળીમાં નખ લેઈ રાજા પાસે આવ્યો તે વખત પાટમદે ને રાજા બને બેઠાં હતા ત્યાં વાહાલીઓ આવ્યો એટલે પાટમ દે પડદામાં ગયાં પછી વાહાલીઓ રાજા પાસે આવીને બેઠો તેને સદેવંત પુછેછે.

સોહલો—એટલામાં આવીયો વાહાલીયો રાત, કુંવર પુછેછે તે ને વાત; સુતાં સુખ નથી બેઠાં નથી સુખ, વાહાલીએ દેખાડયા જુવો નખ.

વાહાલીઆએ હાથેળી ઉઘાડીને રાજાને નખ દેખાડયા એટલે રાજા મોહીત થઈ વાહાલીયાને કેહેછે કે આ હીરાની કણીઓ કયાંથી લાવ્યો અને તેં એની કિમત શી આપી એવી રાજાએ નખને બદલે હીરાકણીઓ કહી (હવે રાણી પાટમદે પડદામાં બે ઠાં બેઠાં બધી વાત સાંભળેછે રાજાએ પણ નખને હીરાકણીઓ કહી) એટલે વાહાલીઓ બોલ્યો માહારાજ આ હીરાકણીઓ ન થી એતો શારશીંગાના નખ છે રાજા કહે છે ના આવા રૂડા ન ખ જેતો હવે એ મને મળે તોજ અંન પાણી લેવું, નહી તો મા રે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો. વાહાલીયા તું એના નખ લા વ્યો ત્યારે એનું રૂપ કેવું છે એમ પુછેછે.

ચોપાઇ—જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે; કુડને કપટ કાંઇ, હઇયે નવ રાખજે.

તે સાંભળી વાહાલીઓ રાજાને કેહે છે.

સોહલો—મેં નથી દીઠી નારી હુતો ફરતો નગરી સારી, હું મને કહુછુ સાચી વાણ, વાણ જોએ વાગે મોહ બાણ.

દોહરો—કર ઝાલીને નખ કાપતારે, મારૂ હઈયુ તે નવ રહ્યું ઠોર; જાણે ઝબુકે રાજા વીજળીરે, જેમ ઇંદ્ર ઘટમાં ઘન ઘોર.

ચોપાઈ=ઈંદ્ર ઘટામાં ઘન ઘોર, ઝબુકે જેમ વીજળી; તેવી દીઠી અલબેલ, મુજેરે આતી ઉજળી. નીરખી દીઠી જેને નાર, તેવારે નથી તાહારા રાજમાં. ઘડી એક બેઠોતોરે પાસ, મેં દીઠીતીરે લાજમાં

હે રાજા હું તો એક ઘડી તેની પાસે બેઠો હતો, પછી મે તેને તો પડદામાં દીઠી હતી પણ તેના નખ સોતાં હાથ જોયા એટલે હું તો બોંયમાં ગેળુ ખાઇ ગયો તે બે ઘડીએ શુધ આવી તેવુ સાંભળી સદેવંત કુંવર ચીંગરસ થઇને ઘોડાની ઘોડાળમાં ચડયો 'કહેવત છે કે રાજાના કુંવર રીસાય ત્યારે ઘોડીની ઘોડાળમાંજ ઇ સુવે ત્યારે તેની રીસ ભાગે' રાજા ઘોડાની ઘોડાળમાં ગયાં એટલે રાણી પાટપરદે વાળીસાની પાસે આવી પુછે છે હે વાલોયા હું રાજાને કયારની બોલાવતી હતી પણ માહારાં સાથે બોલતા નહોતા અને તું આવ્યો ત્યારે તાહારી સાથે હસી ખુશીને વાતે વળ્યા તે નું કારણ શું, વાલેયો કહે બાઇ સાહેબ મારૂ નામ ન દેતો હું તમને કહુ પેલી વાણીયાણ આપણા રાજાએ રાખી છે તે સાંભળી રાણીને પોતાના મનમાં ઘણો ક્રોધ ચઢયો ને પોતાના મનમાં નકી કરયું કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે તેનાજ વાસ્તે. મારે અહી રહી શું કરવું છે હુએ મારે પીયર જઇશ તેમ ધારી તે રાણી રીસાયાં હવે સદેવંત કુંવર ઘોડાની ઘોડળમાં ડુટ મુટ ખાટલી લઈ પડયા છે હવે જમવાની વખત થઇ એટલે રાજાએ કુંવરને બોલાવ્યા પણ કુંવર કયાં હોય તે બોલે પછી કહયું માહારાજ કુંવરતો ઘોડાની ઘોડારમાં છે પછી રાજા લાલાખારોટને તેડીને ઘોડાની ઘોડારમાં કુંવર પાસે આવ્યા, ત્યાં કુંવર પોતે સુતા છે એટલે રાજાએ કહ્યું કે તું કેમ રીસાયો છે તેને કોઇએ આંખ દેખાડી હોય તેની આંખ ફોડુ કોઇએ આંગળી દેખાડી હોય તેના હાથ કાપુ, તેને કોઇએ ગાળ દીધી હોય તેની જીભ કપાવું માહારા છતાં તને કહેનાર કોણ છે ત્યારે સદેવંત કુંવર પોતે મન

માં વિચાર કરે છે.

ચોપાઇ—સદેવંત બેઠા ત્યાંય, કે મનમાં વિચાર કરે; હમણાં કહું જો મારી પેર, પીતા મારા શું કરે.

મારા પીતાને કહું તો ખરો એમ ધારી પીતાને કહે છે.

ચોપાઇ—માહારે જવું છે જોને આજ, ભણવા કેરા કારણે; માનોને મારા તાત, નિશાળિયા લાવો બારણે.

હે પીતા માહારે ભણવાને જવું છે માટે નિશાળીયાને બોલાવો તે સાંભળી રાજા કહે છે.

સોલસો—રાજા કહે છે કુંવરને વાત, રાજપળામાં બેઠા કરો તમે કાજ; વારે વારે કુંવર ભણવું ન હોય; માટે મનમાં વિચારી જોય.

હે સદેવંત કુંવર હમણાં તો શું ભણી ગણી બત્રીસ લક્ષણો થયો છે ને પાછો કહે છે કે, માહારે નિશાળે જવું છે એ શું, હવે તાહારે રાજકાજ કરવા જવાનો વખત છે; કે રમવાનો વખત છે. આવાં પીતાના વચન સાંભળી કુંવર રીસાઇ મનમાં ઉદાસ થઇ પોતે ડેહેલાના બારણા આગળ ઉભા રહયા ને પીતાને કહે છે.

ચોપાઇ—સદેવંત કુંવરે સુજાણ, આવી ઉભા બારણે, મનમાંહે મોટી હામ ભણવાને કારણે; ગોર ને તેડાવોને આજ પીતા માનો મારી વાતડી, નહીંતો જો જો કાલ કરૂંછું દેહની ઘાતડી.

હે પીતા તમે ગોરને બોલાવીને ભણવા મોકલો નહી તો કાલે હું માહારા દેહની ઘાત કરીશ. આવાં વચન સાંભળી રાજા મહા ચિંતવાન થઇ લલા બારેટને કેહેછે કે આને હું શું કરૂં આ તો કેહેછે કે મારે ભણવું છે ને માહારે તો એને હવે રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડવાનો છે. બારોટ કહે હાથ એતો ચાર જાત હઠીલી કેહેવાય છે એક તો સ્ત્રી હઠ બીજી રાજહઠ, ત્રીજી બાળહઠ ને ચોથી જોગી હઠ. એ ચાર હઠો પુરી કર્યા શિવાય તમારો છુટકો નથી તે કહી તમે ના કેહેશોને

કાંઇ ઝેર બેર ખાઇ મરશે માટે તમારે એને નિશાળે મુકવો પ
છી રાજા કુંવરને કેહેછે.

સોહલો—રાજા કેહેછે કુંવરને વાત, ન કરવી તાહારે દેહના ઘા
ત; માંની છે મેં તારી આવારે વાત, નિશ્ચે ભણવાને જાઓ પ્રભાત
હે કુંવર તમે મરશો નહી ને સુખેથી કાલે નિશાળે જજો કુંવર
કહે ના હાશ તમે મેહેતાને બોલાવો પછી રાજાએ તરત મેહેતાને
તેડવા મોકલ્યો. હવે રાજા પોતે કુંવરને જમાડી કરી લાડુ બા
રોટને તેડી રાજ દરબારમાં ગયા એટલે ગોર પોતે રાજ સભામાં
આવ્યા રાજાએ દંડોતત કરી બેસવા આસન આપ્યું. ગોર કહે
મહારાજ મને કેમ તેડાવ્યો હતો રાજા કહે કુંવરને નિશાળે ભ
ણવા મુકવો છે માટે તમે મુહુરત જુઓ જો સારો દાંહાડો હોય તો
મુકીએ. ગોરે વિચાર કરયો કે ભાણો ગણીને તો ઘણાં ઉઠયો
છે ને ફરી નિશાળે કેમ આવતો હશે મને લાગેછે કે કાલે પેલો
ઘાંચજો આવ્યો હતો તે શાવલીંગાના નખ લેઇ ગયો ને કાંઇ
એમને લટપટ થઇ છે ખરી. માટે નિશાળમાં આવે છે ને શાવ-
લીંગાનો બાપ જાણે તો પછી માહારે જીવવાની આશા રહે નહી
માટે હું એવું મુહુરત આપુ કે એમનો મેળાપ થાય નહી કેમકે
શાવલીંગાને હવે પરણાવવાની છે માટે સાસરે જાય ત્યાર પછી
સદેવંતને મહુરત આપુ તો પછી હરેકત થાય નહી. એમ ધારી મે
હેતાએ રાજાને કહ્યુ કે માહારાજ પાંચ સાત દીવસ સુધી બરાબ
ર જોગ નથી ને મહુરત આવતું નથી કારણ કે વચમાં વ્યતીપાત
વઇનરત ને પંચક બેસે છે માટે સાત દીવસ પછી બેસાડો તો
ઠીક, રાજાએ કહ્યુ કે સારૂ ત્યારે આવશે; પછી મેહેતાજી પો
તાને ઘેર ગયા,

હવે સદેવંત કુંવરને રીસ તો ચઢી પણ શું કરે ત્યાં સભા
માં કાંઇ કેહેવાય નહી માટે પોતાને મેહેલે જઇ પોતાના જમાલ

ખાં ને ફમાસખાં બે શીપાઇ હતા તેમને બોલાવીને કહ્યું કે તુમ અભી જાકે ગોરકુ જલદી બોલા લાવો એમ કહેતાજ સીપાઈ દોડીને મેહેતાને બોલાવી લાવ્યો.

એટલે કુંવરે મેહેતાને સમજાવ્યો તેથી ગોર રાજા પાસે જઈ કહેછે સાહેબ મને અફીણની લેહેરમાં ખબર રહી નહી તેથી હું ભુલમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો પણ ઘેર જઈ તપાસ્યું તો આજનુ ગોઘડીયું એવું તો ઠીક છે કે ન પુછો વાત રાજા કહે એમ હોય તો હું આજેજ મોકલુ એમ કહી વરઘોડો ચડાવી ધામધુમથી કુંવર નિશાળે જાય છે ચઉટામાં લોકોની ઠઠ જોવા મળી છે નિશાળમાં રહી શાળીગા પણ વરઘોડો આવતો જુએ છે ને મેહેતાને કેહે છે.

દોહરા—હલકે મેદની જોવા મળીને વળી જુવે નાનેરા બાળ સોના શ્રીફળ હાથે ધરીને ઠાકોર ચાલ્યા આવેરે નિશાળ. ઢોલ નગારાં વાગીયાં, મેહેતા શરણાઇઓ પુરે સાદ; માનો ન માનો મેહેતાજી પણ નવો નિશાળીઓ આવેરે આજ.

હે મેહેતા તમારી નિશાળે કોઇ રાજાના કુંવર જેવું ભણવાને આવે છે તેના વગર આટલી બધી ધામધુમ હોય નહી. મેહેતા કહે આવતો હશે, હવે સદેવત નિશાળે આવ્યા ત્યાં તેના બાપે મેહેતાને કહ્યુ.

દોહરે—ગોર મારા ગોરજીને તમને લળી લળી લાગુંરે પાય, સદેવત કુંવર સલક્ષણોરે તેને ભાવેતે વીદ્યા ભણાવ.

હે ગોર હવે કુંવર ભુલી ન જાય તેમ કરજો મેહેતા કહે સરૂ પછી સરવે ઘેર ગયા. એટલે સદેવંત વીચારકરેછે, કે બેકરીતો પડદામાં ભણેછે ને બેકરુ નહી ભણેછે તેથી સાવળીગાનો મેળાપ કેમ થશે, ને ગોરતો અહીના અહી બેશી રહેશે એટલામાં ગોર અફીણની લેહેરમાં આવ્યા તેથી સદેવંતને ઠોકું

મુઈ રહુછું ને તું સોટી લઇ શીખવ; એમ કહી ગોરતો ઉઠી ગયા હવે સદેવંત પોતે પડદાની પાસે જઈ તેને ઓઠીંગુ દઇ બેઠા છે ને છોકરાને શીખવવા માંડયા શાવળીગા સદેવંતનો સબદ શાંભળી પોતે પણ છેકરાંઓને ભણાવતી હતી તે તેજ પડદાની વિચાર કરેછે, કે હવે સદેવંતને બોલાવાય કેમ તેથી પાટી ઉપર કાગળ ખાંપડદા તળે ખશેડી મુકી એટલે સદેવંત પાટી લઇને સાર વાંચે છે.

દોહરા=સરસ્વત સારદાને વીનવુને, વળી ગણપત લાગુ જેને પાય; પાટીઓ લખીએ પ્રીતશુને, તતે વાંચી સંભળાવો મને રાય

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ પાછો તે પાટીમાં ઘાવ લખી પડદા તળે ખશેડી મુકી.

દોહરો—માતા સરસતીને વીનવુંરે, હું તો કથન ન જાણુંરે કેણુ પેહેલી પ્રીત સદેવતશુ ને જ્યારે મળીયાતાં નેણે નેણ.

હે શાવલીંગા હું તો કથન કે કેણુ કાંઇ જાણતો નથી પણ મને નવકેગીએ જે દાવશે મળી તે દોષસથી પ્રીત જાણુછુ તે ઘાવ વાંચી શાવલીંગા ઘણી ખુશી થઇ હવે સદેવત વિચારયુ કે મે હેતા જાણશે તો દખશે તેથી ઉભા થવા જાય છે એટલામાં શાવલીંગાએ પાટી લખી પાછી ખશેડી મુકી.

સોહલો-નિચે નેણ નહી મેહેલુ કાહાડી, બેસો બેસો માહારી છાતી ટાહાડી; જો ગોર આપણા કરશેરે રીસ, તો સોંપીશ પેહેલુ માહરૂ શીસ.

હે સહેવત તમે કેમ ઉઠોછો જો નિચે નેણે બેસશો તો કાહાડી નહી મુકુ ને જો આપણો ગોર રીસ કરશે તો હું માહારૂ શીશ તેને પેહેલુ વાઢી આપીશ આવું સાંભળી સદેવંતને હીમત આવી તેથી પોતે પણ પાછી પાટી લખી મોકલી,

સોહલો—ભણતર ગણતરના જાણુ' ભેદ વાંચુછુ પણ નથી, વીવેગોર આપણો રીસાળવોછેતે રખેમને કઠવુ વચન કહે.

હે શાવળીગા તું મને એમ કહે છે તો ખરી પણ ગોર શીખાળવે છે તે મને કડવું વચન કહેશે, માટે જા હું તે સાંભળી સદેવંતને શાવળીગા પાછી પાટી લખી આપે છે.

સોહલો—સાવલીગાના અક્ષર ચાર ગોર વખાણે વારમવાર મનમાં ફટક લગારે ન ધરે, પાટીયું ભરી રાજ ઓરી ઓરી કરે.

હે રાજા તમે લગારે મનમાં ફીકર રાખશો નહી ને પાટીયો લખી લખીને પડદા તળે ખશેડી મુકો ત્યારે સદેવંત કહે પાટીઓ લખીશું વળવાનું તું કાંઇ એવું કરકે તારો ને મારો મેળાપ થાય, આતો જેમ સ્વપનામાં જોઇએ ને જાગીએ એટલે કાંઇ નહી, એવું છે માટે તું આંખે આંખ મળે એવો ઉપાય કર, ત્યારે શાવળીગા કહે આજનો દહાડો તો ગયો; પણ કાલે તમે ગોરને ચંપાબાગમાં ઉજાણી આપો ને ગોરને સીધા લેવા મોકલો ને તમે હોઠાગીને કહેજો કે ગોર સીધા લેવા આવે તો વાર લગાડજે પછી ગોર સીધા લેવા જશે, એટલે તમે છે તે નીશાળીયાને કાડી મુકજો. ને હું છોડીઓને કાઢી મુકીશ એટલે આપણે એકઠાં થઇશું પછી સદેવંતે તેના કહ્યા પ્રમાણે બીજે દીવસે એવો બંદોબસ્ત કરીને નીશાળે આવ્યો અને ગોરને કહ્યું કે આજ ચંપા બાગમાં ઉજાણી છે માટે તમે ત્યાં જજો ગોર કહે નિશાળ મુકી જઇશું સદેવંત કહે એ વાત તો ખરી પણ ત્યાં તમારા વીના કોઇને સીધાં નહી આપે, માટે તમે પડે જશો તો સીધાં મળશે પછી ગોર સદેવંતને નિશાળ સોંપી ગયા પછી સદેવંતે છોકરાઓને કાહાડી મુક્યા અને શાવળીગા છોડીઓ ને મારી કાહાડી મુકી અને સદેવંત પડદા બડ [illegible] મારી તોડીને [illegible]ડી નાંખ્યા તે જોઇ શાવળીંગા કહે છે કે તમે આ બધા પડદા [illegible]ડીને ઉઘાડું ફક કર્યું, અને આમાં મેહેતા આવશે તો શો [illegible]વાબ દેશો અને પેલો કાણીઓ ગોરને તેડવા જશે તો હમણાં [illegible]લાવી લાવશે સદેવંત કહે જેમ થવાનું હશે તેમ થશે પછી સ

દેવંત ને શાવલીંગા બે જણ બેડાં બેડાં વાતો કરે છે.

દોહરો=મુણ સદેવંત શાવલીંગા કહેને વળી મેલી તે મનની મોજ, ઝેર ખાઇરે મરત તો મારો પીતા લાજત શાળીવાહણ-

હે રાંડ તારા મનમાં તો કશુએ નથી ને હું તારા સારૂ ઝેર ખાઇને મરત તો મારા પીતા લાજત કે નહી તે સાંભળી શાવલીંગા કહે છે.

દોહરો—નારીને માટે કીયા નર મુવાને, રાજા તમે કરો છે ફેલ, મીતી કરીને પાળી ખોડે, એનો બેતાકુના બોલ,

હે રાજા મીત કરવી તો છાની કરવી પણ એકથી બીજાને ખ ને જાય એમ કરવી નહી, ત્યારે રાજા કહે છે મે કાને સાંભળીની તે બતાવ ત્યારે સાવલીંગા કહે છે જુઓ એકતો લાલાબારોટ પછી વાહાલીઆ હજામ, ને બીજી પાટમદે રાણીએ ને ચેડી ઘણી પણ મેહેતા જાણે છે આટલા જાણનેતો તમે જણાવ્યું છે તમે કહેશો જે કોણ જાણે છે માટે કાંઇ શમજાણ રાખો, પછી રાજા જેવા ઉભા થાય છે કે સ્ત્રી મોહ કામાતુર થઇ સદેવંતની ધોતલીની પાટલી તાણી ખેંચે છે કે હવે કયાં જાઓ છો એટલે સદેવત થરથર ધ્રૂજવા લાગ્યો કારણ કે એને કોઇ દીવસ કેઇની સાથે મીત કરેલી નહી ને આ પેહેલ વેહેલી થઇ તેથી દેહેસત લાગી હવે મેહેતાને પેલા કોઠારી સીધુ આપતા નથી ને એકથી બીજે ઠેકાણે મોકલે છે એવામાં પેલો કાંણીયો ભોમીયો હતો તે બોલ્યો ગોળનો ગૈરને સોભી કાહાડી કહ્યું કે માહારાજ સદેવંતે તો અમને માગીને કાહાડી મુકયા ને પડદા બકરા ફાડી નાખ્યા છે એવું સાંભળીને ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નિશાળે આવ્યા ને સદેવંતને શાવલીંગા આલી રહી છે તે જોઇને કહે છે.

દુહો—ગ્રહ્યા કામણુ ઉઠશાને, રાજા થરથરથર થાય, એને ક

વાડીએ અમે ફુલડા ટોવા જઈશું ને હું ભાત આપવા આવીશ, તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો ને કહ્યું કે તમારી વાડીએ જવાનો વારો બધને આપોછો ને મને નહી આપો ત્યારે ગોર કહે તમે રાજા છો માટે અમારાથી વાડીએ કેમ મોકલાય. સદેવંત કહે છે અમારે ઘેર રાજા પણ તમારે અહીં તો નિશાળીયા ત્યારે ગોર કહે કાલે તમે જજો સદેવંત કહે મારૂ ભાત આપવા શાવળીંગાને મોકલજો ગોર પોતે કહેછે કે ભાઇ આવશો તો મોકલીશ પછી સદેવંત ત્યાથી ઘેર ગયો ને ગોર પણ પોતાને ઘેર ગયા, ખાવુ પીવુ સુઝતુ નથી ને ઉદાશ થઇને બેઠા છે ત્યારે ગોરાંણીએ કહ્યું કે તમે આજ ઉદાશ કેમ છો ગોર કહે રાજાનો કુંવર વાડીએ જવાનો છે ને તેનો ભાત આપવા શાવળીંગાને મોકલવાની છે ને જો ત ન જાવ તો પછી જીવાનું ઠેકાણુ નથી. ગોરાણી કહે એમાં તે શું છે શાવળીંગાને મારી પાસે મોકલજો એટલે હું એ વાત કહી સમજાવીને મોકલીશ પછી બીજે દીવસે સદેવંતે પાટમદેના પલંગ ઉપર પાથરવાનો રત્ન જડીત ઓછાડ હતો તે ત્યાં પાથરવાને કાજે છાનો માનો લઈ ખડીમાં બાંધ્યો હતો તે પાટમદે રાણીએ દીઠો એટલે સદેવંતને કેહેછે

ચોપાઇ—દીનપ્રચડ્યો છે પોહોર, બચકા કયાં બાંધીયા; પાટમદેના ઓછાડ, કોના કાજે ચોરીયા. એ વરણાગી આજ, કોને તમે દેખાડશો; સાચુ કેહોને મારૂ તો સમ. પાછા ક્યારે આવશો

પાટમદે કેહેછે કે મારાસાજ આ વરણાગી તમે આજ કોને દેખાડશો તે આપ. ઘેર ક્યારે આવશો સાજ કાંઇ ઉતર આપતા નથી ને બોલ્યા ચાલ્યા વગર ગોરની વાડીએ ગયા ત્યાં એક ચંપાના ઝાડ તળે રત્ન જડીત ઓછાડ પાથરી સુતા પણ ઓછાડમાં કાંકરા હતા તેથી ખુચવા લાગ્યા રાજાએ વિચાર કરયો કે ખડીમાં તે શું હતી પાથરૂ આ ગોરતાની ખાત્રર છે પછી પોતે

ની તરવાર ખેંચીને કાચીને કાચી ડાંગર વાઢી નાંખી અને તે
નો ચોતરો કરી તે પર એ છાક પાથરીને સુતા ને શાવલીંગાની
વાટ જુએ છે, ઝાડ ઉપરતમામ પક્ષીઓ પોતે આંબ, જાંબુ,
સીતાફળ, લીંબુ, નારંગી, બોર, ખજુર, દ્રાક્ષ, પપનસ, વિગર
સરવે ફળ ફળાદી કોચી ખઇને હેઠે નાંખેછે પણ કોઇ ઉડાડતુ
નથી. શાવલીંગા નિશાળે ગઇ એટલે ગોરે કહ્યું કે શાવલીંગા
તને ગોરાંણી બોલાવે છે. શાવલીંગા કહે શું કામ છે ગોર કહે
કાંઇ કામ છે; શાવલીંગાએ કહ્યુ હું તો કાંઇ જતી નથી પછી
ગોરે ઘણુંક સમજાવીને તેને ગોરાણી પાસે મોકલી પછી શાવ-
લીંગા ગોરાંણીને કેહેછે કે મારૂં શું કામ છે, ત્યારે ગોરાણીએ
કહ્યું કે આજ રાજાના કુંવર સદેવંત વાડીએ ગયા છે અને તું
કોઇ દીવસ વાડીએ ગઇ નથી માટે આંજ ભાત લઇને જા શાવ-
લીંગા કહે મેં તો વાડી દીઠી નથી ને હું તો કાંઇ જતી નથી,
ગોરાણી કહે ગરજ હોય તો પુછતાં પુછતાં લંકામાં જવાય અને
વાર લાગસે તો પછી ખાસે નહી માટે તાકીદથી જાઓ, શાવ-
લીંગાના મનમાં જવાનું તો હતુ ને ગોરાણીએ કહ્યુ ત્યારે હ
વે લાવો જઇએ. પછી ગોરાણીએ બે લાડવા હતા તે રૂમાલમાં
વીંટીને આપ્યા તે લઇ શાવલીંગા ચાલી ને રસ્તે જતાં વિચાર ક
રેછે કે મારા રાજા તે આ લાડવા ખાય, એમને વાસ્તે તો બ
ત્રીસ જાતની રસોઇ અને તેત્રીસ જાતનાં શાક કરી સોનાના થા
ળમાં મુકી રૂપાની ઝારીમાં ચોખુ નીર ભરી સોળે શણગાર પે
હેરી જઇને જમાડીશ એમ કહી એક કુતરો આવ્યો તેને પેલા
લાડવા ખવરાવી દીધા અને પોતે ત્યાંથી પોતાના રંગ મેહેલમાં
એકાંત વાસ ઉપર આવી અને રસોઇ કરવા સારૂ નાહી ધોઇ તે
ઇયાર થઇ પછી તેની બાનડી દાસી દરબારમાં કામકરતી હતી
એને બોલાવી કહ્યું કે અલી તું શું કરે છે બાનડી કહે બાઇ દરબાર

હાડી પેહેરયું પછી હાથમાં સોટી લઈ દાશીને કહે છે.

દુહો—બુધ વનાની તું બાનડીને, રાંડ હઈયામાં કાંઈ ન જાણ; એતો દુરીજન માહારી ભાભી થઈ તેનો કંઈ ન માંકરી ગઈ કાણ.

એમ કહી દાશીને બે ત્રણ સોટીઓ જડાવી દીધી કે રાંડ તું જતી રહી અને માહારી ભોજાઈ આવી મને મેણાં મારી ગઈ તે સાંભળવાં પડયાં ત્યારે દાશી કહે છે.

દુહો—સોભાગી બાઈ સહુને શરખીને, વળી હોઈને રાજાને કોઈ ને રાંક, પદમણી મનમાં વિચારીને, બાઈ ગરીબનો કાં કાઢો તમે વાંક.

હે બાઈ ગરીબને તાલેવંત બંનેને પ્રીત સરખી હોય તમે તો મારો વાંક કાઢો છો પણ મનમાં વિચારો હવે શાવલીંગા મેહેલમાંથી વીજળી ઝબકે તેમ તેજ મારતી બાહાર નીકળી.

નવી નવી તરેહથી તેના શણગાર અને તેના બદનની અગણીત શોભા આવતી શાવલીંગા બજારની વચમાં ચાલી જાય છે.

ચોપાઈ—નારી ઝાઝા નેણ, બજારમાં નીસરયાં સારા શેહેરના લોક દિવાના હો રહયા; જેમ હાથમાં દીવો સાર જોવાને નીસરી, કે રે આભે કોઈ ઝબકે વિજળી.

સોહલો—સુંદર બજારમાં ચાલી જાય, લોક કહે રૂપવંતી વાએ વાય છે જે જુએ તેને કેમ સુહાય, હઈડું કુટેને કરે હાય હાય.

આવી તરેહથી શાવલીંગા બજારમાં ચાલી જાય છે. એવામાં એક વાણીઓ ઘી તાવતા હતો તે હાથમાં ચાર મણનું કુલ્લું છેલું લઈ તાવડામાં નાંખવા જતો હતો તે શાવલીંગાને જોઈ બેભાન થઈ ભોંયમાં ઘી રેડી દીધું તેવામાં એક જુવાન છેલ બ્રાહ્મણ જમવા જતો હતો તેણે શાવલીંગાને જોઈ પેલા વાણીઆએ ઘી ઢોળી નાંખ્યું તેથી વાણીઆને કહે છે.

દોહરો—પડયો બાજરું કાજરુ, વળી ઝપટ કુરૂંગીની ખાય; ઘીને વેચંતા વાણીઆરે, તારા ઘરત ઢોળાઈ જાય.

હે વાણીયા તેં એમાં શું દીઠું કે તેં ઘી ઢોળી નાખીયું ત્યારે વાણીઓ કહે છે.

દુહો—આવા દીલથી સમરણ કરીને, વળી ચાલી જાય સુરત નિરધાર; મેહેર આવે તો માગી એરે, એવી નાની નાજુક નાર.

વાણીઓ કહે છે ઓહો એના રૂપ ઉપર એક ફુલ તે શું એ વાત્યાંય સાત ફુલાં ઉગી ફીકી દઉ કોઇના શામુ જોતી છે નહી ત્યારે બ્રાહ્મણ કહે છે તું તો નુકશાન કરી તેના સામુ જુએ છે પણ લાવ જો હું એને ઉભી રાખીને બોલાવું એમ કહીને તે સાવળીંગાના સામો જઈ ઉભો રહ્યો પણ સાવળીંગાએ સામુ ન જોયું ત્યારે શાવળીંગાને બ્રાહ્મણે એક વાત કહયો.

દુહો—નારી તું નથી કાંઇ જાણતી, ને વળી જાણે છે ન ઉડાય; આ છેલડો તને સાગો મળ્યોને, તુ રસની ભાગી કેમ જાય.

એ સાંભળી સાવળીંગાને ઘણી રીસ ચડી; એટલે આંખ કાતરી બ્રાહ્મણના સામુ જોયુ એટલે ભટને ચક્ર આવ્યથી મુરછા ખાઇ એક કીચડનો ખાડ હતો તેમાં પડયો ને આંખો તરી ગઇ.

ચોપાઇ—સજ્યા સોળ શણગાર, પ્રિયા કેરે કારણે સાંધ્યા નેણું કેરાં બાણ, બ્રાહ્મણ પડયો ખાળમાં

હવે પેલો વાણીઓ ભટને પડેલો જોઇ કહેછે કે ભાઇ પાસે જઇ કેવો લાભ કમાયો અમે વેગળે રહ્યા ને નુકશાન થયું તો પણ આબરૂ બેર છીએ તમારી પેઠે આવી રીતે બે આબરૂ તો નથી થયા હવે શાવળીંગા ઉભી બજાર ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી કે જેવી આકાશની વીજળી પુનમનો ચંદ્ર અને હોળીની ઝળની માફક પ્રકાશવામાં રહયુ છે અને જે જુવે છે તે મોહીત થાય છે એક સોનીની દુકાન હતી તેમાં તે ઘટ ઘડતો હતો તે એને જોઇ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો એવુ ભાન જતુ રહ્યું અને એક લુહાર પણ ઘણુ લઇ એરણ ઉપર મ

તો કનો. તે પોતાના પગ ઉપર મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણ, ભાટ, બેઠેલા હતા. તે અને દુકાનોમાં વાણીઆ, તેને જોઇ મોહીત થયા.

ચોપાઇ—ચોરે મોહ્યા ચારણ ભાટ, બજારે મોહ્યા વાણીયા; સોનીએ ફોડ્યાં શીસ લવારે પગ તોડીયાં.

આવી રીતે સાવળીંગા કઇકને છેડો મારતી ચાલી જાય છે એવામાં જે ખાળમાં ભટ પડયો છે તેની સ્ત્રી જમવાની વખત થઇ છે તેથી મહારાજને ખોળવા નીકળી છે કે મારો પીટયો અમો ટીયું લઇ કયાં ગયો હશે એવામાં એક આદમી કહે કે આ બા ચઢી જાય છે અને જોઇને મુરછા ખાઇ પેલા ખાળમાં પડયો છે ત્યારે સ્ત્રી રીસ ચડાવી સાવળીંગા સાથે લડવા લાગી કે તુ મારા ધણીને મારીને કયાં જાય છે તેવામાં સાવળીંગાએ રીસ ચડાવી તેના સામુ જોયું એટલે એ પણ રાભો થઇ પડી શાવળી આને બ્રાહ્મણી કહે છે.

દુહો=ચંદ્ર બદની મૃગ લોચનીને, રાંડ બળ્યોરે તારો જોને રંગ તને દખીને મારો પીઉ પડી ગયોને, રાંડ કાદવ ભરીયોરે રંગ.

હે રાંડ બળ્યું તાહારૂં રૂપ કે તને જોઇ માહારો ધણી કાદવમાં પડયો તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો=મુને દખીને તરૂવર ઢળેને, વળી હસ્તીના તુટે જોને દંત; આઓને સઇયર ઘેર આકર વેંચને, એતો જીવતો રહ્યોરે તારો કંથ.

હે રાંડ મને જોઇને તો હાથીના દંત ઉખડી પડે છે પણ તારૂ નશીબ જોરાવર માટે તારો ધણી જીવતો રહ્યો તેથી ઘેર આકર વેંચ એવુ સાંભળી ભટાણી ઝંખવાણી પડી ગઇ અને ત્યાંથી જઇ પોતાના ધણીને ખાડમાંથી કહાડી પોતાને ઘેર લાવી હવે સાવળીંગા બજારમાંથી ચાલી ચાલી દરવાજા આગળ આવી ત્યારે ત્યાં દરવાજામાં એક જવાન અને એક ઘરડો એવા બે સિપાઇ

શામ શામા બેઠા હતા ત્યારે પેલા જુવાન છોકરાએ કહ્યું કે દગો બડામીઆં કયા મજાકી નાર આવતી હૈ ત્યારે બુઢે બોલ્યો કે ભાઇ ચુપ રહે એનો કોઇ જીવતી સુડેલકે તુ નાહકના હોકે કયા બોલતાં હે અબી બજારમાં બડા જુલમ કરકે આઇ હે, એક સા નીકા ઉસકુ દખ કે શિષ ફુટ ગયા એક લુહારકા પાંઉ ટુટ ગયા અને એક બનીએકા સારા ઘી ઢોળા ગયા એક બમન તો બીચારા બુરી તરેસે પડા હે ને જો તુ કુચ બોલેગા તો ફીર તેરીબી એશી હાલત હોવેગી ને મુનો ભાગ જાઉગા છોકરો કહે કયા અ ને કુચ ઉસકુ ગાલી તે નહી દેને કે આપનકુ કુચ કહેગા અપન ઉસકી સાથ સીધી બાત કરીગે એમ કહી છોકરો શાવ ળીંગાને કહે છે.

દુહો—નારી મારી ચુ ીકટારીને, વળી નહીરે બરછી તરવાર દારે નેનુસે તુને માર ડાલેને, વળી ઘાયલ કીતી હે બજાર.

છોકરો કહે છે હે સ્ત્રી તેરી પાસ કુચ હથિયાર તો હૈ નહી, ને તુને સારી બજારકુ કતલ કરડાલી એતો બડી જુલમકી બાત એ સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો—ટીલડી ચોડુનો મિયાં ત્રીસ મરે ને, વળી સેંથો પુરૂ તો મરે વીશ; કાજલ આંજુ તો ફેર કરૂને, વળી નીત મરે પાંચ પચીસ.

હે મીઆં હું શણગાર કરતી નથી નહી તો મને દખે એટલા ભોંય ઉપર પડે એમ કહી થાળ લઇ દરવાજા બાહાર ચાલી નિકળી એટલામાં એની સઇયરપણી નહિએથી ન ી ઘેર જતી હતી તે સામી મળી તે સાવળીંગાને ઉતાવળી જતી જોઇ કહે છે.

દોહરો—કંચન થાળ જોને કર ધર્યોરે, વળી હયડે તે હરખ ન માય; પગરે પડેછે ઉતાવળોરે, વળી કોને સઇયર કયાં જાઓ.

સોરઠો-કોને શાઇરદ કયાં જાય, એકા એક તાકારી; મુજ સહી

થરનો સાથ, તેનો કેમ વિસરી; તારા દીલનીરે વાત, મારા આગ ળ નાંહી કરે; સરવે સાહેલીયોની આણ, અહીંયા જો ડગલુ ભરે.

હે શઇયર થાળ લઇ તું ઉતાવળી કયાં જાય છે તે મને કહ્યા મગર જાય તો તને આપણી બધી શઇયરોની આણ છે તે સાંભ ળી શાવલીંગા કહે છે.

મે માનીતી સીવની માનતાને, વળી દિવસ ચઢતોરે જાય; જ વુ છે ગોરની વાડીએરે મારાં ફુલડીયાંરે કરમાય.

હે બેન મે શીવની માનતા માની છે ને મારે ગોરની વાડીએ જવું છે ને દહાડો ચડે છે માટે મારાં ફુલ કરમાય તેથી હું ઘણી ઉતાવળી જાઉછું તે સાંભળી સઇયર કેહે છે. બેન તારા બોલી ઉ પરથી બધો મતલબ હુ સમજી ગઇ પણ જોજે કાંઇ હળવી પડતી, સેહેરો=જે સરવિ અતિયશ ભાર, કાં રાખો બોલ્યનો વિચાર; ચોણ પાડોછો નાર, આપણ ઉતમ માજમ નાર.

હે બેન ગણિને ગણિને બેલ આપેછો જો જો કાંઇ માહેથી વાંકુ ન થાય, એમ કહી બનીને કહે છે.

દાહુરો=સાંભળ મારી સાહેલડીરે, વળી કાંકતો રાખો વિચાર જુ ગતે કરી જમાડજો ને વળી એ પળ લેજોરે ઉગાર.

હે બેન જુગતે કરી રાજાને જમાડજો ને એ પળ સાચવી લેજો સાવલીંગા કહે છે તાહારા કરતાં મહારામાં ઘણી અકલ છે એમ કહી કહે છે.

દોહરો-સાંભળ મારી સાહેલડી, વળી પુરણ કીધાં કામ, જુ ગતેથી રાજાને જમાડશુને, મારી લાજ તો રાખે મારા સમ.

હે બેન લાજતો પરમેશ્વર રાખનાર છે; એમ કહી પોતે વા ડી ભણી ચાલી; અને સહીયર હતી તે સેહેરમાં ગઇ હવે રસ્તે ચાલતાં બે રસ્તા આવ્યા એટલે ખચકાઇને ઉભી રહી તેવામાં એક ગોવાળીઓ આવ્યો તેને પુછેછે.

દોહરો—સોના ઉઢાણી શીરપર ધરીને, વળી માથે તે મેલ્યો નો ને ભાત; ભાઇ ગોવાળીયા વીરા વિનવુરે, મારી કેઇ વાડીને કેઇ વાટ.

હે ભઇ મારે ગોરની વાડીએ જવું છે તેનો રસ્તો કયો ત્યારે ગોવાળીઓ બોલ્યો.

દોહરો—ઊંચા આંબા જોને આંબલીને, વળી નિચે દાડમ દ્રાક્ષ, ઉપર સુડા જોને સાડવેરે, તારી વાડીને એ વાટ.

હે બેન આ આંબા અને આંબલીઓ દેખાય છે અને સુડા ઉપર કલોલ કરે છે કોઇ ઉડાડતુ નથી ને રાજા નીરાંતે બેઠા છે એ તમારી વાડી એવું સાંભળી શારંગીગા પોતે હરેખમાં ચાલી જાય છે અને પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખશીને અંબોડે આવી રહયું છે મુખારબીંદુ ઉઘાડુ તેજ મારી રહ્યું છે. અને ચોટલાની વેણના પટોમાં કાળા ભમરાના માફક ઝગી રહ્યાં અને પોતે મહા મદમાતી હરખ તી હસ્તીની માફક કુદતી ચાલી જાય છે એવામાં એને વેગળેથી તેને આવતી જોઇ સદેવંતને મનમાં મહા ખુશી થઇ તે કહે છે.

ચોપાઇ—છુટા પટે નાર, એમના એમ આવજો; ઘુંઘટ કેરી આંચ આડી નવ લાવીજો, છુટે કેશે જોને નાર, લાગે બહુ સારીવાં; સાવલીંગા સમતોલ; નાવે કુળ નારીયાં.

એ શાંભળી સાવલિંગા વિચાર કરે છે કે રાજાએ મને લાજ કહાડવાનું કહ્યું તેથી પોતે ઘુમટો તાણી ચાલી આવી

ચોપાઇ—ભવળી ફરી અઝબેલ, આપરે સમારીયાં; મન ઘટ છેડા વાળ, ઘુંઘટ લેઇ વાળીયાં; માથે સોનાનો થાળ જળરે ભરી ઝરીયાં, ચંપાના થડે કાંઇ આવી તે ભાત ઉતારીયાં.

ચંપાના થડે ભાત ઉતારી પોતે આઘી ઉભી છે રાજા તેથી મહા કોપાયમાન થયા; કેમકે મેં કહ્યુ કે તું એમને એમ છુટે પટે આવજે ને તું તો ઘુંઘટો તાણી આવી મને જગતડે [illegible] છે

કે રોવા એમ કહી રીસાઇ પોતે ત્યાંથી ઉઠી આઘા ગયા સાવલીંગાના મનમાં એમ આવ્યું કે રાજા પેશાબ કરવા ગયા હશે તે હમણાં અવીને હાથ પગ ધોશે. પણ રાજા ઘડી થઇ તોએ આવ્યા નહી ત્યારે સાવળીંગાના મનમાં એમ આવ્યું કે હું ભાત લઇને મોડી આવી તેથી રાજા રીસાયા પણ હમણાં મનાવું છુ એમ કહીને ચંપાના ઝાડને કહેછે.

દોહરા—ચંપા તુજને ભમર છંડેરે, વળી મુજને છંડેરે રાજન હેતેને પ્રીત અમે આવીય રે, કેમ રોસે ભરાયા રાજન.

હે રાજા તમને મેં કશુ કહ્યું નથી ને જેમ દુશમનનાં વેણ જાણી દુભાયા હો તેમ તમે રીસાઇ બેઠા છો હુ એક ડગલુએ ચાલુ નહી તે તમારા જીવને ખાતર ત્રણ ગાઉ ચલી અવી ને પગમાં તો ફોલા પડી ગયા છે તોએ તમે બોલતા નથી એનું કારણ શું. રાજાને રીસ ચડી કે રાંડ મને જંપવા નહી દે તેથી સુકા ટોપરાનો માળો હતો તેના ઉપર ચડી બેઠા શાવળીંગા કહે મહારાજ આમ નાસાનાસ કેમ કરોછો આ પાણી છે તે લઇને પગ ધુઓ અને કહો તો થાળ અહીં લાવું રાજાને રીસ ચડી તેથી એક આંમલીની સોટી લઇને તેને ઝાપટી દીધી તેથી સેર ઉડયો અને ઝારી હતી તે માથા ઉપર ઊંધી વળી તેથી તમામ પાણી સઘળુ ઉપર પડયુ તેથી સઘળુ પલળ્યો પછી નીચે બેશી રોવા માંડયુ ને પોતે પશ્ચાતાપ કરેછે કે હજુ મેં ઘરમાં તો આજ સુધી કોઇનો હુંકારો ખાધો નથી ને અહીયાં માર ખાવો પડે એ મારા કરમનો વાંક છે એમ કહી રૂવેછે તો પણ રાજા બોલતા નથી તોથી શાવળીંગાએ જાણ્યું આ બપોર તો થયા ને સાંજ પડશે માટે જઇને બોલવું તો ઠીક; એમ ધારી રાજા પાશે ગઇ અને કહેછે.

દોહરો—તુને વાગ્યે ઝપેટીઆને, કેમ રાજા માળે ચડયારે સુ

જાણ; ઝર ઝર ઝરઝર નીર ઝરેરે તુને કેમ ન આવેરે કમાણ.

હે રાજા તમને જરાએ દયા આવતી નથી કે તમે વાયુથી ગાંડા થઇ ગયા છો રાજા કહે મને તો કાંઇ વાયુ થયો નથી તને હયુતુ કે આવતીતી એમને એમ છુટે પટે આવ ત્યારે તું તો ધુધક તાણીને માકડાના નામનો છેડો વાળીને આવી એમ કહી કહે છે કે

ચોપાઇ—છેલ જમાડવાને કાજ, આવી તું તો ગોરીયાં; કરોધ થકી કામન, પગરે ઉપાડયાં.

તુ મને જમડવાને આવી હતી કે કરોધ કરી મારવ આવી હતી તે સાંભળી શાવળીંગા કહેછે હે રાજા મારો સ્ત્રીનો ધરમ છે કે લાજ મરજાદાથી આવવુ પણ પવનથી મારા અબોટા પર ચીરનો છેડો થયો તેને ખસેડતાં જરા નિચે ઉતરી ગયો તેમાં મારો શો વાંક કાહાડોછો,

ચોપાઇ—લાગો પવન કેરી આંચ, સનઘટ મારાં ઉડીયાં; આઘા સાઉ કોય અમર સેઈ ઓઢીયાં.

એવું સાંભળતાં રાજા ખુશી થયા ને મનમાં કહેછે કે બાપડીને વગર વાંકે મારી પછે થાળ પાસે આવીને બેઠા એટલે શાવળીંગા કહે છે.

દોહરો—નથી નીરને નથી સરોવરારે, વળી નથી કુવામાં કોશ નિર ઢોળ્યાં તે નહી મળે ને રાજા દેશો કાં અમનેરે દોશ.

સોહલો—દેશો કાં અમને દોશ, અને ચડયો તે ઉતારે રોશ; સમરથ સમજી લો તમે જાણી, પણ ઢોળ્યાં ન મળે પાણી.

હે રાજા આ પાણી ઢોળી દીધુ તે હું કયાંથી લાવીશ; અહીંયાં કાંઈ સરોવર નથી તેમ કુવામાં કોશ ન થીને અમને દોશ દેશો તે સાંભળી રાજા હસી પડયા ને સ્ત્રીને કહેછે કે જે જમાડશો તે પાંણી નહી પાયશ? વાસ્તે પાણી લઇ આવો તો જમીશ નહી તો થાળ લેઇને પાછાં ઘેર જાઓ અહીંયાં તમારૂ શું કામ છે, શાવળીંગા કહે મારૂ

રાજ પાણી કયાંથી લાવું? ત્યારે સદેવંત કહેછે.

દોહરો=હંસ કુવોને હંસ વાવટોર, વળી હંસલી તું સીંચણહા ર; નીર ભરી આવો સુંદરી તો, આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી આ હંસ કુવા ઉપરથી પાણી લઈ આવો ત્યારે શાવ લીંગા હાથમાં રૂપાની ઝારી લેઇ કુવા ઉપર ગઇ અને પોતાનો સાળુ બાંધી ઝારી કુવામાં ફાંશી પણ કુવો ઊંડો તેથી પોચા શ કી નહી તેથી કુવા ઉપર ઉભી રહી છે એટલામાં વાડીની બા હારની તરફ ગોવાળીઓ ગાયો ચરાવેછે તેને કહયુ અહી કયાંઇ પાણી મળશે ગોવાળીયો કહે કુવામાં પાણીછેકે નહી સાવળીગા કહે કુવામાં ચીર પહોચતુ નથી. ત્યારે ગોવાળીયો કહે શેહેરમાં જા ઓ તો મળે નહી તો અહીંથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જો તમે જાઓ તો મળે શાવલીગા વિચારે છે જે શેહેરમાંથી તો મ હા મુશકેલાઇથી આવી છુ ને વળી શી રીતે જાઉ અને પાણી વિના જમશે નહી, માટે નદીએ જાઉ પછી ચીરનો કાછડો વાળી હાથમાં ઝારી લઈ પોતે નદી ભણી ચાલી રસ્તામાં જતાં પગે કાં ટા વગે અને ચીર પણ કાંટામાં ભરાઇને ફાટવા લાગ્યુ અને શરી રે પરશેવો વળે છે એવી રીતે પાણી ભરીને ઉતાવળથી આવી રા જાને કહે છે. કે—

દોહરો--રૂડી ચંપા કેરી છાંયડીને, વળી વાયરો શીયાળુરે વાય જમી લ્યોને મારા રાજવીરે, વળી ભોજન ટાઢાં થઇ જાય.

હે માહારાજ હવે જમી લ્યો તો ઠીક થાય આ ભોજન સ રવે ટાઢાં થઇ જાય છે.

દોહરો=પીરસ્યા વિના જોને પદમણીરે, એતો કામની કેમરે ખાય; અધર પુરષને એરતેરે, એતો જુગતે જુગતેરે જમાય.

હે શાવલિંગા તું કહે છે જમી લ્યો પણ જમવાની તો જુગ છે, ને તે પીરસ્યા કરયા વગર જમિલો જમિલો કહે છે, ને પી

રમતા તો છે નથી તે સાંભળી શાવલિંગા બોલી હે રાજા હવે સ જતો પડવા આવી છે અને કોઇ જોવા માટે આવશે તો મોહોટો વરયેડો થસે, પણ મને તેનીતો હરકત નથી, તમે જમો તો ખરા હું કોઇની બીક રાખતી નથી.

દોહરો=જેમ મેદની જોવા મળેરે, વળી વિવાહમાં ફરે વર તાય; તેમ જો જમશો રાજના તો તેમ જમાડું મારા રાય.

હે રાજા લોકની ઠઠ જોવા મળે ને મારો વિહવા થઇ રહયો હોય એમ જો જમશો તોએ જમાડીશ એ સાંભળી સદેવંત ખુશી સાથે શાવલિંગા કહે છે.

દોહરો—સુણ સાવલિંગા સદેવંત કહેને વળી વરતાઇ રહી બધી વાત, હિતેને પ્રીતે અમે પરણશુંને વળી નહી વટલવું મારા હાથ.

હે શાવલિંગા હવે તો હું તારી સાથે પરણીને જેમ વર વહુ જમે છે તેમ જમાડીશ મારા હાથ હવે નહી વટલાવું તે શાભળી શાવલિંગા કહે છે.

દોહરો—સુણ સદેવંત શાવલિંગા કહેરે વળી મનમાં રાખું જાને ટેક આજ જમાડું મારા રાજને, વળી વિવાહ કરતાં વિશેષ.

હે મહારાજ જો તમારી એવી મરજી હશે તો મારા વિવા કરતાં વિશેષ રીતે જમાડીશ, પરણીને શુ કામછે તે સાંભળી સદેવંત કહેછે

દોહરો—સુણ સાવલીંગા સદેવત કહેને. વળી પાળોરેકે ન પાળોરે પ્રીત; હેતેને પ્રીતે અમે આલીએરે, તમને રાજવળાની રીત..

હે શાવલીંગા હું તને મારા રાજવળાની રીત આપુંતો ખરો પણ પાળે કે ન પાળે ત્યારે તે સાંભળી શાવલીંગા કહે છે.

દુહો—સુણ સદેવંત સાવલીંગા કહેને, વળી પાળીશું અમેરે પ્રીત, હેતેને પ્રીતે અમને આલજોરે તમારી રાણીજીનીરે રીત.

હે રાજા અમે તે પાળશું માટે અમને તે આલજો એ સાંભળી સદેવંત મનમાં બહુ હરખ પામ્યો તેમજ સાવલીંગા પણ

ખુશી થઇ પોને કહે છે.

સોહલો=હસી હસી શામની જોરે ઝાલે હાથ, અને સાંભળો મારી સાચી વાત; કોડેથી આજ જમુ કંસાર, સારા લોક જુવે સંસાર.

હે રાજા લોક ગમે એટલા જુએ પણ આજ કોડથી જમીશ અને જમાડીશ એમ કહી સદેવંતનો હાથ ઝાલે છે.

ચોપાઇ—ચંપા કેરી છાંય, જમાડુ રૂડા છેલને; બેસી મન મરજાદ, કરૂ રંગની રેલરે, કરપા કરોને વાત, ઠરાવી શુતા ઙરૂ; આણો મનની મોજ, નહીતો વખ ખઇ મરૂ.

હે રાજા હવે હુ કોઇની લાજ મરજાદા ગણવાની નહી અને મારી સાથે સુખની વાતો કરો અને મારા મનની મોજ પુરાત સાંભવી સદેવતે કહેછે.

દુહો—કહોતો દામની તને હીરા દઉંજે, વળી કહોતો ગામને ગરામ. મોહે આવે તે માગજેજે. કામા તુજને તુઠયોછુરે આજ.

હે સ્ત્રી તુ કેહેતી હોય તો હીરા મોતી આપુ, કહો તો ગામ ગરાસ આપુ તારી નજરમાં આવે તે ગામ હુ તને તુષ્ટમાન થયોછું તે સાંભળી કહે છે.

ચોપાઇ--કુડી લાલચને શુએ કરૂને, એતો ખાધેથી ખુટી જાય પણ એક વચન માગુ અલબેલડાને તતો જુગો જુગ નહી વિસરાય,

હે રાજા હું માગુછુ શુ ને તમે આપોછો શું એવી હીરા મોતીની લાલચ શુ કરવા આપોછો મારે ઘેર કમીના નથી એતો ખાધાથી ખુટી જવાની પણ હુતો એક તમારી પાસે વચનજ માગુછુ તે સાંભળી સદેવંત કહે છે.

દુહો—એકતો મારા ઘર કેરી ગોરીયાને, એક મારા નેણાં કેરી નારે; તુજ ઉપરથી બીજી સુંદરીને, વારી નાંખુસો સોરે વાર.

હે સ્ત્રી કહે તો તને એકતો મારા ઘરની સ્ત્રીની માફક ગણું અને મારી સઘળી રાણીઓ તારી ઉપરથી વારી નાંખુ તે સાં

બળી સાવલીંગા કહે છે કે ઘડીમાં મળી જાય છે જાય છે ને ઘડી માં રીસાઇ જાય છે તેનો વિશ્વાસ શો, પ્રીત કરીએ તે જન્મ સુધી નભે તો તો સારૂ નહીતો ઉલટી ફજેતી થાય, એમ કહી શાવલીંગા કહે છે.

દુહો નફટ આવો નોતી જાણતી, નીકર પગરે ઉપાડતી જોય; બે ઘડીને કારણે, રાજા ઘના ગુલામ નહીં હોય.

દોહરો સુણ શાવલીંગા સદેવંત કહેને. વળી મેલો તે મનનીરે લાજ; શીશ પડેને માર ધડ લડેરે, વળી તોએ ન મેલુ તુને આજ.

સોરઠો=તોએ ન મેલું તુને આજ, કેમ કરી રેહેશે તારી લાજ; સાશા સમજીને તું લે, અને કેહેવુ હોય તે આમને કહે.

એવાં રાજાના વચન સાંભળી આ વિચાર કરે છે કે રાજા મને મેલનાર નથી ને કાં મરશે કે મારશે પણ હુ એની રીસ ઉતારૂ,

દુહો—શીશ સલામત રાજવીને, તમે જુગ જુગ અમર રહો; અમે ઘર દીશાએ ચાલીએને, વળી કેહેવું હોય તે કહો.

હે સ્ત્રી હુ ભુખતો હતો તો તુ બતાવ જો હવે રાસ નહી કરૂ માટે આવ આપણ બેગા બેશીને જમીએ ત્યારે શાવલીંગા કહે છે હે રાજા તમારા તે ભેગા બેશીને વટલાઇ મરવુ છે તમે રજપુત છો,ને અમે વાણીયા છીએ એમ કહી રાજાને કહે છે.

દોહરો—અમે વેપારી વાણીયારે, રાજા પળીએ વેચતારે તેલ; અમતમ વચ્ચે અંતર ઘણોરે, રાજા કયાંરે ચંપાને કાંકેળ.

હે રાજા અમે તો તેલનાં વેચનારાં જેટલો કેળ અને ચંપાને આંતરો છે એટલો તમારા ને મારા વચ્ચે અંતરો છે તે સાંભળી સદેવંત કહે છે.

દુહા—નથી વેપારી તમે વાણીયાને, ગોરી નથી વેચંતારે તેલ; તમરે અમમાં રાણી અંતર નહીને જેમ ચંપે વિટાણી નાગરવેલ.

હે શાવલીંગા તુ તેલ કીએ દીવસે વેચે છે માટે ચંપાને જેમ

નાગરવેલ વીંટાએલી છે તેમ તુ મને વીંટાએલી છું હવે તારા મારા વચે આંતરો શો રહયો છે અને વાલામાં વટાળ હોય નહી તેથી તુ મારા ભેગી આવીને બેશ તે સાંભળી શાવલીગા કહે છે.

દુહા—સોનું જાણી સંગ કરૂં નેં, વળી કરમે તે નીકળે કથીર; કાયા વટાળી પત ખોયુ ને શાંસા પડેરે શરીર.

હે રાજા તમે કહો તો તમને હુ હાથે વતી જમાડુ પણ તમારા ભેગી બેશીને હુ જમવાની નહી કેમકે સોનું જાણીને સંગ કરૂં ને માંહીથી કથીર નીકળે તો કાયા વટાળી પછી વીમાસવુ પડે મ‌ાટે તમે તમારી મેળે એકલા ખાઓ એવા મેંટાઈનાં વચન સાંભળિ સદેવંતની આંખનાં રોસ ભરાયો, તેથી થાળને ખશેડી મુકી પોને હાથ ધોઇ વેગળા બેઠા અને કહે છે તુ તારી મેળે પાછુ લઇ જા મારે હવે ખાવુ નથી, હવે શાવલીગા વિચારે કરે છે કે આ તો ઉલટી પછી પીડા થઇ રાજા પાછા રીસાયા તેથી રાજા પાસે જઇ કહે છે કે હુતો તમને મશ્કરીમાં હસતી હતી એટલા સારૂ શું રીસાઇ બેઠા આવો આપણે ભેગા બેશીને જમીએ તેમ તેમ રાજા અવળુ જોઇ બેસે છે અને કહે છે કે મારે હવે ખાવુજ નથી ત્યારે શાવલીગા માહુ રૂદન કરે છે. ને રાજાના મોહોઠા આગળ ખોળા પાથરે છે તોએ રાજા માનતા નથી.

શોહલો—નરની આગળ નારી ખોળા ધરે, તેમ તેમ અલબેલો અવળો ફરે, નારી બેઠી રૂદનજ કરે; આંખે આંસુડાની ધારા ઝરે.

તોએ રાજા કાંઇ મનમાં દયા લાવતા નથી અને રીશાઇને વેગળા બેશી રહ્યા છે શાવલીગાંએ વિચાર કરયો કે હુ હવે રીસાઉ તે વિના એ માનશે નહી એમ ધારી તે રીસાવાનો ડોળ કરેછે.

ચોપાઇ—આંખે આંસુડાંની ધાર, અલબેલી ઉઠીયાં; નારે માનો મારા રાજ, હવે હું જાઉં રૂઠીયાં. મળશો રાંણાને રાજ; જવાબ તે માગશુ; પદમણી કહેછે રાજ, પ્રાણ અમે પાડશુ.

હે રાજા હવે તમે માનતા નથી તેથી હું પ્રાણ મુકીશ એમ કહી સાળુનો કાછડો વાળી કહેછે કે હું તમને ઘણું એ કહુછુ પણ તમે માનતા નથી માટે હવે હું આ કુવે પડી મારો પ્રાણ ત્યાગ કરીશ અને તેનો જવાબ પરમેસ્વરને ત્યાં તમારી પાસે માગીશ એમ કહી કુવા ભણી ચાલી એટલે રાજાના હોશ ઉડી ગયા અને વિચાર કરેછે કે એ રાંડ કુવે પડી મને નામોશી આપશે તેથી રાજા પોતે ત્યાંથી શાવલીંગાને ઝાલવા દોડયા અને કુવા ઉપર જતાં જતાં તેનું કાંડુ ઝાલીને તેને પાછી ખેંચે છે તોએ તે માનતી નથી અને કુવા ભણી તાણાતી જાયછે. ત્યારે સદેવંત તેના નાના પ્રકારના કાલાવાલા કરેછે અને કરગરે છે ત્યારે શાવલીંગા કહેછે.

ચોપાઈ—પાલવડે મત જુમ, ભમરા તું વાર ા, આંબે હાથ ન લગાડ, આંબો છે રાવળા. કાચી કળીયુ મત તોડ, દુટેગીરે ડાલીયાં; છેડા અમારા છોડ, દઉગી તુને ગાળીયાં;

હે સદેવંત તું મારો પાલવ મુક અને મારૂ કાંડુ ઝાલેછે તે મચડાઇ જશે; તેથી હુ તને ગાળો દઇશ તે સાંભળી સદેવંત કહેછે

ચોપાઈ—ગાળો દેને દસ વીસ, ગાળો તારી સાંખશુ; તુજ સરીખી નાર, તેતો ઘેર લાવશુ. શેઠ મોહોટા શાહુકાર, લુટાવે ફુલ વાડીયાં; તુ એક કળી ગુલાબ, કાયકુ દેતી ગાળીયાં.

હે સ્ત્રી તું મને ગમે એમ ગાળો દે ગમે તેમ કર પણ હું તને મુકનાર નથી મારે ઘેર તને પરણીને રાખવાનો છુ હું તને કાલાવાલા કરૂછુ કોટમાં હાથ નાંખુછુ તોએ તું મને ગાળો ભાંડે છે એવી તરેહથી શાવલીંગાને ઘણી ઘણી રીતે સમજાવેછે પણ માનતી નથી ત્યારે રાજા છેવટ તરવાર ઉઘાડી કરી સમ ખાયછે કે જો હું તને દગો દઇ તાહારાથી બેઇમાન થાઉ તો મને મારા પતા શાલીવાહનના સમ છે અને તારા અને મારા વચે આ શકતી

તે મને પુછે એમ કહી રાજાએ તરવારને ખભા ઉપર મુકી અને પોતે ગદગદ કંઠે થઇ રહ્યા છે શાવલીંગાએ વિચાર કરયો કે જો હવે હું એની સાથે ઘણી રકઝક કરીશ તો મહારા ઉપર કોપાયમાન થઇ કાં મારૂ કાં એમનું માથુ જુદુ કરશે માટે હવે બોલુ એમ કહી કહે છે.

દોહરો=પદમણીને તો પ્રીત ઘણીને, વળી રાજાને આછી રીસ ઓરા તેડીને ચેકમરે, મારૂ વાઢી લેશે જોને શીશ.

હે રાજા હુંતા પ્રીતમાં આમ કરૂછુ પણ તમે ઘણા રીસાળવા છો માટે પાસે બોલાવો માથુ વાઢી લો તેથી હું બીહુછુ હવે એવું સાંભળી સદેવંત તરવારને મેન કરીને શાવલીંગાની કોટે જઇ બાજ્યા પછી શાવલીંગા રાજા સાથે બોલી અને બે જણ થાળી આગળ આવ્યાં થાળ ઉઘાડી જમવા બેઠાં અને ત્યાં નાના પ્રકારના હસ્ય વીનોદ કરતા જાયછે અને અરસ પરસ એક એકના મોહોમાં કોળીયા ઘાલતાં જાય છે. રાજા પોતે હેતમાં શાવલીંગાને ઘણું ઘાસુ ખવરાવે છે ત્યારે શાવલીંગા સદેવંતને કહેછે.

દોહરો—આનથી અદકુ કોઇ નથીને રાજા સજાણ રજાણડે શો ણ; જમી લ્યો મારા ઠાકરને. વળી નેહ કરેછે જોને નેણ.

હે રાજા આંનથી કોઇ મોટુ નથી કે સજન અને રજન કહેતાં ચાંદની તે બધાં આંનથી ઓછાં હેતવાળાં છે માટે તમે મને વારે વારે ખવરાવોછો તે શું હું અંન કરતાં વધારે છુ આપણી આંખો નેહ કરેછે માટે એક એકના મોહોમાં ઘાલ્યા કરતાં વધારે છે માટે હાથે જમી લ્યો.

ચોપાઇ=ભોજન કરતારે જાઓ, નીરખો તમે નેણશુ; આંતરની રાખુ આજ, સદેવંત સેજશું કોડે જમુ કાણસાર, પદમની અતી-પેમશુ પ્રીત અત્કરી હેય, બોલાવોને વેણશુ.

હે રાજા તમે જમતા જાઓ ને આંખોથી જોતા જાઓ કાંઇ ખુ

શી પડે તેની મોહોડેથી વાતો કરતા જાઓ પણ ઘડીએ ઘડીએ મને ગોદા મારોછો, ગળામાં હાથ ઘાલેછે, ચુંટીઓ ખણોછો. એમ શું કરવા કરોછો હું આજ તમારા ભેગી બેસી કશી કસર રાખનાર નથી.

સોહરો—જુગતે કરીને કંઇ, રાજાને જમાડીયા; મન માન્યા મુખવાસ. અમરેલાને આલીયા. કયરની કરીને આજ, હાથ મેતો જોડીયા; શીખ દીઓને મારા શામ, જીવ તો મારા ઉદાશથયા

હવે શાવળીંગાએ સદેવંત જમી રહ્યા કેડે મુખવાસ આપ્યા અને હથ જોડીને કહેછે માહારાજ જમતાં જમતાં આખો દાહાડો વહી ગયો ને હવે બે ઘડી દાહાડો છે માટે મને રજા આપો તો જાઉ કેમકે મારો જીવ ઉદાશ થયો છે અને મને વાર થઇ તેથી હમણાં ગોર પેલા કાંગીઆને ખબર કાહાડવા મોકલશે નેતે અહી આવશે. તો મારી ફજેતી થશે, અને મન હશેતો માળવે મળીશુ, માટે મને રજા આપો. તે સાંભળી સદેવંત કહેછે,

દોહરો—પદમાણી આવ્યા શું જાણીએત, વળી શુ જાણીએ ચંપાને સાળ, સુડા તારી સખીઓ પુરસેને વળી પદમણી પીસુ નુ ઠાળ.

હે સ્ત્રી ત્યારે તું અહીયા સુકારવા આવી હતી. અને તું અહી આવીને ચપોને શાળ શું જાણસે તેથી તુ જરાવાર બેશ, અત્યાર સુધી તો રીસાવા મનાવામાં વાર થઇ અને તારી શાખતો સુડા પુરસે એવી રીને રાજાએ શાવળીગાને કહયું ત્યારે તે કહેછેકે હે રાજા આવી ઉતાવળમાં મને ખોટી કરવાનુ કહોછો મારે વિચાર ટોછે. કે ગોર પુછસે તો હું શું કહેવાની ત્યારે સદેવંત કહેછે,તુ ગમેતે જબાબ દેજે, પણ જરા વાર બેશ તોખરી ત્યારેશાવળીંગા કહેછે,

દુહો—સુણ સદેવંત શાવળીગા કહેરે, મારા હૈયામાં એ વેછે વિચાર; ઘેરા ન અમે આવીએરે તામારા પંડનો નહી પતીયાર,

હે સદેવંત રાજા હું તમારી પાસે આવુંતોખરી પણ મારા

મનમાં વિચાર આવેછેકે તમે ઘણાં રીસાળવાછો તેથી તમારા પંડ નો પતિયાર પડતો નથી, તે સાંભળી સદેવંત કહેછે,

દુહો...સુણ શાવળીંગા સદેવંત કહેને મેતો મેલીછે મનની મા ણ પદમણી ઓરા આવજો. વળી શાખે લખ્યું શવલીવાન

હે સ્રી મેં મારા બાપના સોગન ખાધા, તોએ તું માનતી ન થી જો હું દગો કરૂતો મને સાત પેઢોના સમછે, એમ કહી, પાછી તરવાર ઉઘાડી કરીને કહેછે. કે આ શકની મને પુછે, રાજાનો ઘણો આગ્રહ જોઇ, શાવળીગા ઘણી ખુશાથી કહેછે.

દોહરો–શમ તમારા અમે પાળીએરે, આ લોહાની ધાર શું રે ક રંત. અમે વેપારી વાણીઆને રાજા દેખી ડ ંત.

ઓ રાજા હું તમારા સમ માનુછું પણ આ ધારવાળુ લોઢું શું કરવાનું છે કે તેને વારે વારે ઉઘાડુ કરો છો અમે વાણીઆ તને જોઇને બીહીએ છીએ તે સાંભળી સદેવંતે તરવાર મેન કરી આ ઘી ફેંકી દીધી અને સ્રીનો હાથ ઝાલી સાથરા ઉપર બેસારી.

સોરઠો–ચંપાના થડે બેઠા આળા ઓળ; ઉપર સુરા કરેરે કલો લ; નરને નારી બેઠા જોડા જોડ, ન દીસે ખાપણ કે ખોડ.

ચોપાઇ ચંપા કેરી છાંય, સાળ કેરો સાથરો; રત્ન જડીત ઓ છાડ વળી પાથરયો. મુખશુ મુખ મીલાય, ચુંબન અલબેલો કરે; અરસ પરસ વદતાં મિઠી વાત, મુખમાંથી મોતી ઝરે.

પોતે બંને જણ ચંપાની છાયા નિચે સાળના સાથરા ઉપર ર ત્ન જડીત ઓછાડ પાથરી બેઠાં છે અને એક એક અરસ પરસ નાના પ્રકારના હાસ્ય વિનોદ કરે છે હવે નિસાળમાં ઓર પોતે છોકરાને કહે છે કે સાંજ પડી અને વાડીએથી કોઇ આવ્યુ નહી મા ટે તમે ખબર કાહાડવા જાઓ ત્યારે કારણીઆ કહે છે કે સાહેબ ક હેતો જઇ આવું ઓર કહે તુ એકલો જઇશ તો કુંવર મહા રી સાળવો છે માટે તને મારી નાખશે તેથી તું તારી જોડ બીજાને તે

ડી જા તેથી કાંણીઆનો ભાઈબંધ બાડીઓ કરી મહા ખંધો હુતો. તેને લેઇ પોતે બને જણ વાડી ભણી હાંકતા ચાલ્યા ગોરે વિચાર કર્યો કે એ છોકરાને માટે હું પછવાડે જાઉં નહીતો એમનો ઘાટ ઘડાઇ જાય એમ કહી ગોર પોતે હાથમાં લાકડી લઈ ધીરે ધીરે પાછળ ચાલ્યા જાય છે.

દોહરો—ગોરે નિશાળીઆ સબદા કરયાને, વળી વાડીએ મોકલવાને કાજ; સદેવંત શાવલીંગા ગયા વાડીએ, ને વળી જઈ આવજો જોય.

ચોપાઇ-જઈ આવોને જોય, હજુ લગણ શું કરે; લોકડીઆની લાજ, હૃદયમાં નવ ધરે.

હવે પેલા કાણીઆને બાડિઓ બે વાડિ બહાર ઉભા રહી જુએ છે, તો બને જણા જોડા જોડ ચંપાના ઝાડ નીચે બેઠાં છે તે લાંબો હાથ કરી કાણીઓ બાંડીઆને બતાવે છે તેટલામાં શાવલીંગાએ પેલા કાણિઆ બાંડીઆને ઉભેલાં જોયાં કે તરતજ પોતાનાં લુગડાં સજ કરી હાથમાં થાળ લેઇ સદેવંતને લાંબો હાથ કરી કહે છે.

ચોપાઇ—બેઠાં છે જોડા જોડ, ચંપા કેરી છાંયડી; શિખ દોને સ્વામ, દાહાડો રહ્યો છે બેઘડી.

એટલે સદેવંતે સુરજ જોવાને વાડિ ભણી નજર કરી તો છોકરાને દીઠા એટલે તરવાર તાણીને તેમની પાછળ ધાયો એટલે છોકરાંઓ મુઠીઓ વાળીને નાઠા નાસતાં નાસતાં ગોર સામા મળ્યા; એટલે ગોરને કહે છે.

દોહરો—અમને વિતી તમને વિતશે, તમે સાંભળો પંડીત પ્રવીણ; સરખે સરખાં તમે મોકલ્યાં રે, ગોર અકલના હીણ.

હે મહારાજ તમે જાણો છો ખરા પણ અમને વિતી તે તમને વિતશે તમારી અકલ બકલ ફુટી ગઇ હતી, આવા કાણા બાંડા

બે સરખે સરખાને મોહ્યાં છે તે સાંભળી ગોર કહે છે કે ભાઇ ત્યાં એવું શું છે ત્યારે કાગીઆ કહે છે સાંભળો.

દોહરો—ચિર ઉપર બેઠી ચુંડાને, વળિ પિળી પામરીયાં સાજરે; કુંજના બચોરીયારે, જેમ સજોડે જડીયાં,

હે મહારાજ ચોર ઉપર ચુંદડી અને તે ઉપર પીળી પામરી ઓઢી છે ને જેમ લાલ કુંજના બચોરાં આ બેગાં લપટાઇને બેશે તેમ બેઠા છે એનો ઠીક પણ આપણી વાડીને ડાંગરની શી ખબર છે ત્યારે કાગીઓ કહે છે.

દુહો—સાગ વઢી કીધો સાગરેને, વળિ અડચી સુડા ખાય; ગોર તમારી વાડીએરે; તેતો ભેળાઇ ભેળાઇ જાય. ખાંડા ભરાવ્યા મે હેતા બેઠી એરે, વળી શિરોઇ જકોનાં ખાય; શામ દુશાળા પથરયારે, ત્યાં બેઠાં સદેવંત રાય.

ચોપાઇ—બેઠા સદેવંત રાય, કે સાળ બધી વાડીયાં; ગોર તમારી વાડી માંય નવ નવાં કઉતક ભાળીયાં.

એ સાંભળી ગોર મહા ઉદાશ થઇ વાડિના ઝાંપા આગળ આવીને ઉભા રહ્યા છે હવે સાવલિંગા મહા ઉદાશ થઈ રાજાને કહે છે

ચોપાઇ—શીલવંતીની શીલ પત્રમાં પાળીયાં; તમે રાજવંશી કુળ રૂપ, અમે જાત વશી વાણીયા. શીલવતા રજા જોઇ, સોજત મશાં સાંભળે; ભવો ભવ ભરથાર, વાલમ નહી વીસરો.

દોહરો—હું પડદે રહેતી પદમણીને, વળી દીવશ ન દીઠે જોને કોય, સાચુ બોલો સત ધારે, મહારૂ દુશમન કો ગુજ હોય તે દહ ડેથી ચટપટ લાગીરે મુને, ઘડીએરે ન રેહેતુ મુને સુખ; નઇ એ નખ ઉતારીયારે, વળી તેથી વરતી તમે વાત. અદક પાળ આવીયારે, મારા ઘટમાં કરી અથા ઘાટ.

હે રાજા તમારૂ સોજ મને ઘણું સાંભળે છે એમ કહી રૂદન કરેછે તે જોઇ સદેવંત કહેછે, કે તુ મને રજા આપ હવે શા

વલીગા પોતે દીલગીર થઇ લુગડાં સજી પોતે હાથમાં થાળ લઇ ઘર ભણી ચાલે છે. અને સદેવત પણ પોતે વસ્ત્ર હથિયાર સંભા ળી ઉદાશ થઇ ઘર ભણી જાય છે જતાં જતાં પોતાના મનમાં કહે કે

સોહલો—હાયરે સુંદર મારી ચાલી જાય, ને વાડી મને ખા વાને ધાય; કાણીએ બગાડી મારી સારી પેર, ઉદાશ થઇ રાજા ચા લ્યા જાય ઘેર.

રાજા કાંણીઆને ભાંડતા વાડમાં છીંડુ પાડી આડે રસ્તે થઇ ઘર ભણી ચાલ્યા અને મેહેલમાં જઇ બેઠા હવે શાવલીંગાને ઘેર જતાં ગોર કહે છે તું કયારની આવી હતી તે અત્યાર સુધી શું ક રતી હતી ભાત આપીને પાછા આવવું કે અહીંયા બેશી રહેવું મારીને વાડી બેદાન મેદાન કરી નાંખી તેવો ધમકાનો અવાજ સાંભળી સાવલીંગા ગોરને કહે છે.

સોહલો—તમો ગોર નમસ્કાર, વાડીમાં નથી લાગી વાર; સા ળ વાઢીને શાયરો ધરયો, બીજો બગાડ ગોર કાંઇ નથી કરયો, ગો ર તમારી વાડીએ ગઇ ફુલ છે તેમાં વાસના નહીં ફેગટ ફેરો મને થયો, રાજાનો કઇ વારનો ગયો.

હે માહારાજ વાડીએ તો મને વાર લાગી નથી, ને તમારી વાડીમાં સાળ વાઢીછે એટલો બગાડ કરયોછે રાજા તો ઘણી વાર થી ગયાછે તેથી મેં જાણ્યું લાવને હું થોડી વાર લગણ હુડા ઉડાડું માટે તે ઉડાડવા રહી, માટે મને વાર લાગી, તે સાંભળી ગોર કાણીયાને કહેછે, કે તું કરેતો હતો કે બે જણ બેઠાછે તે કયાંછે કાણીયો કહે, શાહેબ હમણાં હતા તે કયાં ગયા પાંખો ક રી ઉડી ગયા તુજ લડાઈ બોરાછે કે જેને તેને સચુ જુઠું ભરા વે છે હવે ગોર શાવળીગાંના લુગડાનો ડોળ ફરી ગયેલો જોઇ શા વળીગાને કહેકે,

દોહરો—ગુંગુભ કેરી થઇ છોકરી તે તો નાહ્યાં ગુંગુભમાં ઘટ

કોણે ચીર તારાં ભોગવીયાને વળી કોને લગાડવાને હાથ

હે સાવળીગા તારા ચીર કોણે પલાળ્યાં હે રાંડ તે ગુણકાનો ઘાટ કરવા માંડયોછે, તે સાંભળી શાવળીગા ગોરને કહેછે,

દોહરો નથી હું ગુણકાની છોકરીને,ગોર નથી ગુણકાનો ઘાટ મારા ચીર કોણ ભોગવશેરે, મુને કોણ લગાવેરેહાથ.

હે ગોર મારાચીર કોણ પલાળનારછે; અનેગુણકા મને કેમ કહોછે, તે સાંભળી ગોર કહેછે.

દોહરા=લીલી અતલસનુ તારૂં કાપડુંઅને માંહી ટાંકિલ ઝીણા મોર, મોર તાર કોને ઉખેડાવ્યારે એવો કોણ મળ્યો તને ચોર

હે શાવળીગા અતલસની કાંચળી ઉપર જે જડાવ મોર હતા તે કોણે ઉખેડી નાખ્યાં, આવાં આવાં ગોરનાં વચન સાંભળી શાવળીગા કરોધ કરી ગોરને કહેછે.

દોહરો—લીલઅતલસનું મારૂ કાપડુંઅને માંહી ટાંકેલ ટઉકુરે મોર, ગોર તમારી વાડીએ ગઇને, મને સદેવંતે કીધી ઝકઝોર'

હે ગોર તમે મને ક્યારના મથે જુઠા આળ મુકોછો, તો જાઓ સદેવંતે માહારા મોર ઉખેડી નાખ્યા અને ચીર પલાળ્યા ગોર એ સાંભળી સુનમુન થઇ ગયા, પછી શાવળીગા કહેછે,

ચોપાઇ=શીખ દીઓને ગોર ઘર દીશાએ ચાલીએ; રૂડા વધામણા કોઇ પીતાજીને આલીએ;

પછી ગોર પાસેથી શીખ લઇ શાવળીગા પોતાના ઘર ભણી ચાલી જાયછે,

ચોપાઇ—શાવલીગા રૂપ સ્વરૂપ ઘર દીશાએ ચાલીયા આવે છે મોહલ માંહી પિતાજીએ ભાળીયા

જેવી શાવળીગા પોતે મેહેલમા જાયછે, તેવીજ તેના બાપે દીઠી, ત્યારે વિચાર કરેછે.

સાહલો— કંચનજોગ થઇ કુવરી વિશાળ, નેહાલી માથે ચકચુ આળ

હવે નહી રહે આપણું હાથ માટે નોતરીએ માજનને નાત મો તીએ મેળા સોને મળે. ચાલતુ નીર સાગરમાં ભળે, કહ્યાનો ન થી કાર, વાર કરયાનો હવેનહી વહેવાર.

આવી રીતે આવતી જોઇ મનમાં કહેછે, હવે છોડી પરણવા જોગ થઇ. તેથી ઘડીયા લગન લઇ પરાણાવી દેવી ને હવે કયાં ઇ બાહાર કાહાડવી નહી, હવે સદેવંતને કાંઇ સુજ પડતી નથી, ને પોતે મધ્યાનને વખતે પોતાના પલંગ પર સુતા સુતા શાવળી ગાનો મેળાપ તુટયો એવો વીચાર કરેછે, એટલામાં ઊંઘ આવી. તેથી ઉંઘી ગયા, અને ઓચીતાનું તેને સ્વપનુ થયું કે જાણું હું ને શાવળીગા બને જણ ચંપા બાગ માં બેઠા છીએ. ને હું ગ ળામાં હાથ નાખવા જાઉછું, તેમ પોતે ઉંઘમાં લાંબો હાથ કરી નાંખ્યો એટલે પલંગની ઇશ ઉપર પછડાયો, તેથી પોતે જાગી ઉડીયા, ને જુવેછે તો ચંપાબાગે નથી, ને શાવળીગાએ નથી, ફ કત પોતાના હીરામણ પોપટના પાંજર સિવાય બીજુ કાંઇ દીઠુ નહીં તેથી નિરાશ થઇ, પછી પોતે પલંગ ઉપરથી, ઉઠીને મેડી બારીએ આવેને મેહેલમાં જાય; અને ઝરૂખે આવી જુએછે તો સામો શાવળીગાનો મેહેલ સામો દેખાયછે, તે જોઇ પોતાના હીરા મણ પોપટને કહેછે,

હે પોપટ આ શાવળીગાનો મહેલ દેખાયછે, પણ મારે મન તો હજાર કોસ જેટલો વેગળો છે, તેની હવે કોણ ખબર લાવે એ વું છે, તે શાંભળી સદેવંતને કહેછે.

દોહરો—ચાકરછુ તમારો ઠાકરા, તે જયાં મોકલો ત્યાં જઉં; લ ખવુ હોય ત્યાં લખજોને, તમારા મનમાં માન્યારે કામ થાય.

હે રાજા તમારો હુ ચાકર છું ને તમે એમ શુ બોલ્યા કે તે ની કોણ ખબર લાવે માટે જે તમારે લખવું હોય તે લખો તેની ખબર હુ એક પલકમાં લાવુ છુ આવી રીતે પોપટના વચ

ન સાંભળી રાજા મનની અંદર ઘણો હરખ પામ્યો પેતે શાવ લીગાને કાગળ લખ્યો ને પોપટ ૧ કંઠે બાંધ્યો તે લઇ પો પટ ચાલતો થયો, હવે શાવલીગા પણ પોતાના મેહેલમાં સુતી છે ત્યાં તેને પણ સદેવંતના જેવુ સ્વપનુ આવ્યુ ને તે ઓચીતી ઝ બકીને જાગી તો કાંઇ દીઠુ નહી પછી પોતે નિરાસ થઇ પોતા ના પલંગ સામે એક મોટો તાસ્તો બાંધ્યોછે તેમાં મુખારખીંર જુવેછે તેમાં પોતાની છબી દેખાય છે; તે જોઇ પોતાના મન કહે છે.

દુહા—પાન ચાવ્યુ તે મુખ લાલહેને, તારાં અમર જેવા જેરે વેણ, સુપનામાં દુખ દઇ ગયારે, વળી વાલારે તારા જોને વેણ.

ચોપાઇ—જબરી લગી નેનુકી ચોટ, બરછી દીની મારે; તેરે મારનેકી દાદ ફરીયાદ કીસે મે જોઉ પોકારને, હાકમ મારે હુકમશુ સજન છેક દઇ ગયા; કેહતાં જીભ કલપાય, મનના વિ. ચાર મનમાં રહ્યા.

હે રાજ સમાણામાં તમારાં નેણ જોઈ તેમજ. તમારાં વેણ સાં ભળી ખુશી થઇ રહી. તમે રીસમાં બરછી મારવાને ઉભા થયા, તેની ફરીયદ હુ કોના આગળ પોકારની એવુંએ બે ઘડી સ્વપનુ રહ્યું હોતતો માહારો જીવ ખુશીનાં જાયપણ આંતા જાગી ને ઉદાશ થવું પડયું એવી પોતે મનને વિશે ચીંતા ઘણી ઉદાશ થઇ શાવલીગા પોતે બારીએ આવી બેઠાં છે ને સામો સદેવંત નાં મેહેલ દેખાય છે, તે જોઇ કહે છે.

દોહરો=સાગી મેડીએ માગ સજન વસેને, વળી કોણ લાવે તે સમાચાર; પ્રથમ લઇ ધાંપુ મારા ઉદરમાંરે, વળી આપુ તે માલ અપાર.

જો કોઇ આ વખત મારા રાજાની મેડીએથી મારા રાજાના સ માચાર લાવે તેને મો માગ્યો શરપાવ આપુ એવો પોતે બારીએ બેઠાં બેઠાં તુરંગ ચલાવે છે એટલામાં પેલો હીરાગણ પોપટ રા

જાની ચીઠી લઈને આવતો જોયો તેવીજ પોતે મનને વિશે ઘણી ખુશી થઈ કહે છે કે આ મારા રાજાનો પોપટ આવે છે જ્યારે પોપટ પાસે આવ્યો એટલે પોતાની પાસે બેસાડી રાજાની ખબર પુછે છે કે પોપટ રાજાની શી ખબર છે ત્યારે પોપટ કહે તમે મારા મેઢાનું કહ્યું નહી માનો માટે આ લઈ વાંચો સારંગા માહા આનંદ પામી પોપટને કહે છે.

દુહો—ભલે આવ્યા સભાગી સુડલારે, વળી ભલારે લાવ્યો સમાચાર, વારી વારી લેઉ તારા વારણારે, તને આપુ એકાવળ હાર.

હે પોપટ તું ભલે આવ્યો, જે રાજાના સમાચાર લાવ્યો. તને વધામણીમાં આ હાર આપુછું એવુ કહી પોપટની કેટમાં હાર નાંખવા જાયછે એટલે પોપટ શાવળીગાને કહેછે.

દોહરો—અખંડ રહોરે ગોરીયાંરે, વળી અખંડ તારો અવતાર લખવું હોય તેમ લખજોરે પંખી શું કરે તમારો લેઈ હાર,

હે સ્ત્રી તું અખંડ રહો, ને તારો અવતાર પણ અખંડ રહો, મારે હારને શું કરવોછે, માટે તમારે કાંઇ લખવું હોયતો, આ કાગળ વાંચીને લખી આપ કે તે લઈ રાજા પાસે જઉ સાવળીગા પોપટનાં વચન સાંભળી ખુશી થઈ પોપટને કહેછે. ને કાગળ વાંચેછે.

દુહો—તુંતો સભાગી સુડલારે, વળી કાંઇ ઉડી ઉડી જાય સોને જડાવુ પાંજરૂને ભુડા; મોતીએ લઉરે જડાવ, સુનાં મંદીર સુનાં માળીયાને; વળી સુનુ બધુરે ગામ; જે દીર જાવિયોગે ગયા. તે દી મને નિંદ્રા હરામ. વારે વારે લઉ તારાં વારણાંને, વીરા [illegible] ઓરો તુંતો આવ; સંદેશો લાવ્યો મારા શામનો, તે હું વાંચુ ને તું વંચાય,

ચોપાઈ—ચંપા કેરી છાંય, સાળ કેરો સાગેઃ રોડે આપો તે કોલ તેતો નથી વિસર્યો. હઇડાની જે [illegible] [illegible], તે [illegible] મનમાં રહી; કેહેતાં [illegible] [illegible], [illegible] [illegible] ગઈ.

હે સ્ત્રી તાહારી જે પ્રીત તે હું જરાએ વિસારતો નથી અને તું વિયોગે ગઇ તેથી મારો જીવ ઘણોક કલપાય છે, આવાં સદેવંતનાં વચન સાંભળી શાવલીંગા મહા ખુશી થઇ ને કહે છે કે રાજાનું માહારા ઉપર હેત ઘણું છે પછી પોતે સદેવંતના ઉપર એક કાગળ લખી પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું ભાઇ રોજ એક બે વખત રાજાને ત્યાંથી સમાચાર લઇ મારા પાસે આવજે. પોપટ કહે સારૂ એમ કહી ચાલતો થયો. હવે પોપટને શાવલીંગાને મોહોલે વાર થઈ તેથી સદેવત કુવર મેહેલમાં મહા ચિંતા કરેછે કે હજુ સુધી પોપટ કેમ આવ્યો નહી

ચોપાઇ—પોપટ પંખીની જાત, રાંડે ભરમાવીઓ; ગુણવંતો ગંગારામ, હજુ નહી આવીયો.

રાજા કહે કોણ જાગે રાંડે ભરમાવીને ત્યાં બેસારી મુકયો એવામાં પોપટ આવ્યો તે જોઇ રાજા ખુશી થઇ પોપટને કહેછે.

શો. લો=પોપટ પંખી ચતુર સુજાણ, પઢો પારવતી તમે શ્રી ભગવાન. ગુણવંતો આવ્યો ગંગારામ, તેં કીધાં મારાં સરવે કામ

હે પોપટ તુ આવ્યો તો ઠીક થયું હવે મારૂ બધુ કામ સફળ થશે પછી. પોપટે શાવલીંગાનો લખેલો કાગળ રાજાને આપ્યો તે લેઇ રાજા વાંચે છે,

દુહો=સારા સારા સમાચાર, લખીને તમે કાહાવજો; અને માહારે મોહોલે રાજ, એકવાર તમે આવજો. એથી મળશે એકાંત અમને તેડાવજો; અમને મળશે એકાંત, તો તમે વેહેલા આવજો.

રાજા કાગળ વાંચી પોતાના મનમાં ઘણા ખુશી થયા હવે આવી ખબર પોપટ પાસે મંગાવીશુ ને કયાઇ લાગ આવશે તો ભેગા પણ થઇશું. એમ કરતાં પરભાતનું પોહોર થયુ એટલે શાવલીંગાના બાપ પદમશા શેઠે પોતાના સગાં વાહાલાંને તેડાવીને કહેછે.

ચોપાઇ—શેઠ મળી શાહુકાર, હડતાળ હાટે દીજીએ; શાવલીંગા કેરાં લગ્ન, ઘડીયાં આપણ લીજીએ. ગોરને તેડ્યા આજ, લગન લખાવીયાં; ઢમઢમ વાગ્યાં ઢોલ, ગાય છે સાહેલીયાં.

સોહલો=ચોખા કંકાવટીને લગનજ સાર, લગન વધાવશે વારંવાર; સાતમ શોમવારે લગનજ કહેવાય, પધારજો તમે રૂપાસાય.

દોહરો=શંકર તેડાવ્યા ચાર, લગન લખાવીયાં; ગામો ગામથી કોય, સગા વાહાલાને તેડાવીયા. સાતમને શોમવાર, આઠમપર આવજો; કોરાવી માણેકથંભ, મંડપ રોપાવજો.

સવારનું પોહોર થયું એટલે પદમશા શેઠે પોતાના સગા વાહાલાને તેડાવી કહ્યું કે તમે દુકાનોનાં કામકાજ બંધ કરો કેમકે આપણી શાવલીંગાનાં ઘડીયાં લગન લેવાં છે. પછી શેઠે ગોરને બોલાવી લગન નીરધારી તેને વધાવી કંકુ છાંટી લગન પત્રીકા ગોર સાથે પારા નગર શાવલીંગાને સાસરે રૂપાશાને ત્યાં મોકલી; હવે રૂપાસાએ પોતાનાં સગાં વાહાલાંને બોલાવી કહ્યું કે હાલને હાલ તઇયાર થાઓ પછી સવારના પોહોરમાં રૂપાશા શેઠ હાથી ઘોડા પાલખીઓ રથ તથા ઊંટ સાથે તમામ જાન લઇ નીકળ્યા તે સાંજરે મુગીપર પાટણ આવ્યા અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાંખ્યો, તોપો તથા બંદુકોના અવાજ કરવા માંડ્યા એટલે પદમશા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચહાવી સામઇયુ કરી જાનીવાસે તેડી લાવીએ પછી શેઠ પોતાના સગા વાહાલાને તેડી વરઘોડો ચહાવી સામે તેડવા ગયા હવે ઘર આગળ શાવલીંગા અને તેની સાહેલીઓ છે પછી શાવલીંગા પોતે વિચાર કરેછે કે હમાણાં જો હું રાજાને મળુ તો લાગ ઠીક છે તેથી પોતાની શાહેલીઓને કહે છે.

સોહલો—શાવલીંગા મનમાં કરે વિચાર, લગન તો આવ્યું સાતમ શોમવાર; ન જોઇ મેં ખાંડી બજાર, ન જોયાં મેં ચંદનનાં ઝા

દુ: ન જોઇ મેં નગરીની વાટ, ન જોયાં ગાંધી દોશીનાં હાટ.
નથી જોયો પનવટનો ઘાટ, શાહેલીઓ જઇ શુ કરશુ વાત.

હે સખીઓ હવે માહારૂ લગન આવ્યું, ને મે આપણી બડી બજાર ને ચંદનબાગમાં ચંદનનાં ઝાડ જોયાં નથી તે હું સાસરે જઇશ ને મને ત્યાં કોઇ પુછશે તો હું તેને શો ઉતર આપીશ. માટે આપણે તે જોવા જઇએ તે સાંભળી શાહેલીઓ કહેછે કે બાઇ એક ગાઉ સુધી જઇને એમાં તે શું જોવું છે શાવલીંગા કહે ત્યાં નાના પ્રકારનાં ફળ ફુલાદીક તેમજ તેમાં બીજા મેવા પણ ઘણી જાતના પાકે છે ને ખાવાની બહુ રમુજ પડેછે એવી રીતે લાલચ દઇને સાહેલીઓને સમજાવી પણ શાવલીંગા મનમાં વિચાર કરે છે કે સાહેલીઓને સમજાવી પણ રાજાને હું શી રીતે તેડાવું.

સોહલો—કરમ માહારૂ એવું અભાગ, ન બન્યો રાજાનો એકે લાગ; સુડાની સાથે સંદેશો કહું, ને રાજાને હું તેડાવી લઉ

શાવલીંગા કહેછે કે આટલા લાગ તો મારા ફોકટ ગયા ને જતાં જતાં લાગ આવ્યો તો તેપને સંદેશો કોની જોડે કાહાવું જો પોપટ આવે તો તેને મોકલુ એમ વિચાર કરેછે એટલામાં પોપટ રાજાની ખબર લઇને ત્યાં આવ્યો તે જોઇ શાવલીંગા ખુશી થઇને પોપટને કહે છે કે હે ભાઇ આ ચીઠી તને લખી આપુછુ તે તું વેહેલો જઇ રાજાને આપ એમ કહી ચીઠી લખેછે

સોહલો—ચંદન તલાવડી ચંદનબાગ, ઘડી બે ઘડી બેસવાનો લાગ; ત્યારે આવો મારા સુંદર શામ, પુરીશું હઇયાની હામ

હે રાજા તમે ચંદન તલાવડી ઉપર ચંદન બાગમાં આવો ત્યાં આપણે ભેગા થઇશુ એવુ ચીઠીમાં લખી પોપટની ડોકે બાંધી તે પોપટે રાજાને આપી, ચીઠી વાંચી રાજા ઘણા ખુશી થયા કે આજ આપણો મેળાપ થશે. હવે શાવલીંગા પોતે સાહેલીઓ

ને લઈ બંકી બજારમાં થઈ ચાલી જાય છે.

ચોપાઈ—કુંડે પટેરે નાર, અ વેરે અલબેલીયાં; વગુજ કર તા વેહેપાર, વાણીયા સરવે ભુલીયા, અમીરને ઉમરાવ, મુરછા સરવે પામીયા, શેઠ મોહોટા શાહુકાર, ઠેરો ઠેર ઠરી ગયા.

આવી તરેહથી પોતે બજારમાં કંઈકને મુરછામાં પાડતી ચાલી જાય છે, જ્યારે પોતે શેહેર બહાર નીકળી ને ચંદન તળાવડીછે તેની પાસે ભર રામની નદી વેહેછે તેમાં જઈ રમવા લાગી.

દોહરો—ધન ધન નદી ભર રામકીરે, ધન લોકાંરે લોકાં ત ણીયાં; થેકે થોકે સોંસરારે, વળી પદમણી પુતળીયાં. પદમણી પુતળીયાં ઝબુકે જાણે વીજળી; એ એકથી એક અસરેલ, મુ ખેરે અતી ઉજળી. નજરો તણુ ન્યાલ, લોકે બે કે તાળીયાં; ધા રે બાગેશાર બાગ, રમતી સહુ બાળીયાં.

નદીમાં સરવે નાહાય છે ને તાળીયો લે છે, તેમજ અરસપર સ એક એક સામસામી છુપા કહેછે. ત્યાં સદેવંત આવ્યા તે શા વલીંગાને રમતી જોઈ કહે છે કે તું મને બાગનો વાયદો કરી અહીંયાં કેમ રમે છે તે સાંભળી શાવલીંગાએ સદેવંતના સામુ જોયું એટલે સરવે શાહેલીઓએ પણ રાજાના સામુ જોવા માંડયું પછી સદેવંતે વિચારયું કે આ બધી જાણી જશે તો પછી શા વલીંગાથી મારી પાસે એકલાં આવી શકાશે નહી માટે હું આ ઘો જઉ એમ ધારી પોતે નદીની સામી તીરે જઈ પથરા ઉપર બેસી પગ ધોવા માંડયાં, એટલે શાવલીંગાએ કહયું.

દોહરા—સખી સરોવર આપણાં, કોઇ ઘસ ઘસ ધુવે પાય; દુબેથા ઓ રાજા દુબળારે વળી લંબી કર કર બાય.

શાવલીંગાએ પોતાની શાહેલીઓને લાંબો હાથ કરીને કહ્યું કે આ કોઈ આપણા સામો બેશી પગ ધુવે છે ને રાજાને લાંબો હાથ કરી શામશામાં ચંદન બાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હું

આમને રસ્તે વળગાડીને આવું છું પેલી શાહેલીઓ રાજાને જોઇ કહે છે કે અમે અહીંયાછે હીંઓ નાહીએ છીએ ત્યાં આવી કેમણે હો છે તું તારે રસ્તે જા તે સાંભળી રાજા પોતે ચંદનબાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઇ બેઠા.

સાવલીંગા પણ સખીઓને બેતરીને પોતે આસોપાલવના ઝાડ ઓઠે થઇ કેળોમાં રસ્તો પાડી ફુલના છોડ ખુદતી ચાલીજાય છે કેમકે એને કોઇની બીક છે કે મને કોઇ ખોજશે બાગના માલીક તો એના તાબે થઇ એના પેહલા આવી બેઠા છે હવે શાવલીંગા રાજા પાસે ગઇ ત્યાં બને જણ એક એકના ગળામાં હાથ નાખી ફરે છે.

દોહરો—શીરપર છુટી લટીઆરે, વળી છુટેરે પટે ચાલ્યાં જાય; પદમણીને તો પ્રેમ ઘણોને, વળી લાલજ આંખો જોને થાય.

શાવલીંગાને સદેવંત બંને જણ મહા કામાતુર થયા છે નેશાવલીંગાના માથાના વાળની લટો છુટી ગઇ છે ને કામના કેફમાં આંખો લાલ ગુમ થઇ રહી છે, ને પોતાને ઠંડા પવનથી ને ફુલની સુગંધીથી ઘણો ઘણો પ્રેમ ચહે છે પછી પોતે સદેવંતનો હાથ ઝાલી ચંપાની ઘટામાં જઇ બેઠી ને સદેવંતને કહે છે.

ચોપાઇ—ઓ અલબેલા રાજ, ભલા તમે આવીયા; સુડાને સંદેશ, લખીને તેડાવીયા. હું વારી માહારા રાજ, વારી વારી ર્યા; વચનના બાંધ્યાં કોય, તમારીરે વાડીએ; છેલ છબીલા શામ, આવોને મોજુ માણીએ.

શાવલીંગા સદેવંતને કહે છે કે, હે માહારાજ આજતો તમારી વાડીએ આવી છું માટે મને ઘણો આનંદ થયો તેમ તેમ સદેવંત તેના મીઠા અમરત જેવાં વચન સાંભળી મહા કામાતુર થયો છે ને તેના નેનની અદાએ કરી તેનુ કોમળ હૃદય બેમડઇ જઇ મહા ગાંડાતુર થઇ રહયો છે ને શાવલીંગાનુ મોહો

કુખુમ હાથે વરી દબાવે છે ને તેના કોમળ જે કમળપત્ર જે વા અધુર ઉપર ચુંબન કરે છે.

ચોપાઇ=અલબેલે કીધી અલવ, નાંખી ગળામાં બાથડી; ઉભા છે જોડા જોડ, ચપા ફરી છાંયડી. મેલો છબીલા શાગ, મોડુ મારૂ ભાગશે અમે કહીશુ વેણ, કડવા તમને લાગશે.

શાવળીગા કહે હે મહારાજ તમે મોડુ દબાવોછો તે દુખવા આવ્યું ને ભાગી જશે, પછી તમને કહીશુ એટલે રીશ ચડતા વાર નહી લાગે માટે મો મુકી દ એવુ કેહેતાંજ સદેવંતને રીશ ચડી કે રાંડને હુ હેતમાં પ્યાર કરૂ છુ ત્યારે એ વળી અનો મોટાઇમાં જાય છે તેથી પોતે આઘા જઇ બેઠા ને શાવલીગા કહે છે.

ચોપાઇ—અરે નારી અજાણ, શું મારે નથી ઓતડી; લેવા આવ્યો કોય, રાણીજીની રીતડી. મીંતાના પરીઆણુ, તેતા અમે જાણીયા; આલો અમારી રીત, કાલાવાલા કરને પાણીયા.

દાહરો=સુણ સદેવંત શાવલીંગા કહેને, વળી એવું શું બોલો આપ; પણ વરૂતો સદેવંત કુવરનેરે, વળી બીજા માહારે ભાઇને બાપ.

હે રાજા તમે મને કહો છો કે તુ પરણીને સાસરે જઇશ પણ આ માહારૂ વચન કે પરણું તો સદેવંત કુવરને નીકર દુનીયામા બીજા મારે ભાઇ બાપ છે એવા સમ સોગન ખાધા એટલે રાજા ખુશી થઇ કહે છે.

દાહરો=સુણ શાવળીગા સદેવંત કહેને, વળિ હઇયામાં રાખજો વિચાર; કોલ આલ્યા તે પાળજોરે, નીકર ધરતી નથી ઢાંકનરે હાર.

હે શાવળીગા તુ કોલ આપે છે પણ વિચાર કરજે, જો નહી પાળે તો તાહારી ને માહારી લોથો રઝળશે સાવલીંગા કહે કોલ કેમ ને લોથો કેમ રઝળશે ને તમે એ શું બોલો છો હું તો કાંઇ સમજતી નથી ત્યારે સદેવંત કહે છે.

કુકડા જેવા આલ્યા ગેરની વાડીએરે, વળી એવાતો અહીયા

નું માન, કુડ કપટ તજો માનન રે, વળીઅમે તમારારે મેમાન.

હે શાવળીંગા તેં જોગના વાડાએ આપ્યાં હતા અને અડાયા આપે છે તેવાં પાળજે ને તારા મનમાંથી મશકરી અને કપટ કાહાડી નાંખજે આવું સાંભળી શાવળીંગા ખુશી થઇ રાજાના ઘણા આગ્રહ જઈ પોતે રાજાને લેઇ ચંપાના ઘટામાં જઇ પોતાનુ ચીર પાથરી બંને જણ બેઠાં.

ચોપાઇ—ચોખંડ કંધો ચાર, પીતાંબર પાથરયાં; નાંખી ગળામાં હાથ, સજને સાદજ કરયાં, બેઠા જોડા જોડ, લાગે બહુ સારાયાં, નાની શરખી સાહેલીએ, આવીને પોકારીયાં.

જયાં બને જણ ચંપાની ઘટાનાં ચીર પથરી બેઠાં છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તડી બોળતી બોળતી બાગમાં આવી શાવળીંગાને બોલાવી તે સાંભળી શાવળીંગા ઝડપટ ઉઠી ને રાજા પોને આસોપાલવના ઝાડ ઓઠે સંતાયા હવે સાહેલીઓ કહે છે કે તું કોની સાથે વાતો કરતી હતી શાવળીંગા કહે તું આંધળી થઇ હોઇશ તારો બાપ કોણ છે અહીઆં હોય તો જો. હું તો આપણે રમતાં હતાં તે વખત સંતાઇને બાગમાં દોડતાં મને કળ ચડી. એટલે મારૂ ચીર પાથરી સુતી શુતી ઊં ઊં કરતી હતી તે તે જાણ્યુ કે કોઇની સાથે બોલે છે તે સભળી નાની સાહેલી કહે છે,

દુહા—મુજરે મારી શાહેલીયાં, તમે કોક સાથે કરતા હતાં વાત; તમને જોવાને અમે આવીયાંરે, વળી સોળ સાહેલડીનો સાથ.

દોહરો—નાની સરખી શાહેલડીરે, વળી મરજો જોને તારો વીર; વાલમ મારો વિયોગે ગયોરે, હું તો સુખ ન પામી શરીર,

હે રાંડ તારા મુગ વહાયા તે મારી પેર બગાડી એમ કહી સહેલીઓને તેડી ઘર ભણી ચાલી રસ્તામાં ચાલતાં વાડીનાં ઝાંપા આગળ મહાદેવનું દેરૂ હતુ તેમાં શાવળીંગા દરશન કરવા ગઇ

ત્યાં મહાદેવને કહે છે.

ચોપાઇ–દેરાં એટલાં દેવ. પથરા મેતો જાણીયાં; સાવ સોનાના છત્ર, સદાશીવને માનીયા, અલબેલો મારોજ, મીઠીરે નજરે ભાળી શું, સોના કેરા છત્ર, શદાશીવને ચડાવશું.

પોતે સદાશીવને કહે છે કે જ્યારે મહારા રાજાને અમે મળી શું ત્યારે તમને સોનાના છત્ર ચડાવશુ એવી મનતા માની ઘર ભણી ચાલી સદેવંત પોતે પેલી નાની સાહેલીને ગાળો દેતાં દેતાં પોતાના મેહેલે ગયા હવે શાવળીગાના બાપ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતારો આપ્યો પછી શેઠે ફુલેકાનો વરઘોડો ચડાવવાની તઇયારી કરી અને મેટા શાહુકારોને વરઘોડે આવવાને સારૂ તેડાં મોકલ્યાં પછી શાવળીંગાને પીઠી ચોળવા સારૂ બેલાવે છે તો શાવળીંગા નથી શેઠ કહે આ વખત કયાં ગઇ હશે. એમ કહી સિપાઇઓને બોલાવવા મોકલ્યા તેમને શાવલીંગા આવતી સામી મળી તે જોઇ શીપાઇ કહે છે હે બા વરઘોડાની તઇયારી થઇ છે, ને તમે કયાં રમવા ગયાં હતાં ઘર આગળ શેઠ ખીજે છે તે સાંભળી શાવલીંગા ઉતાવળી ઘર આગળ આવી એટલે સરવે સહેલીઓ પીઠી ચોળવા મંડી.

સોહલો=કંકુને કેસર ઘોળાય પદમણીને પીઠી ચોળાય, સરખી શાહેલીયો મગળ ગાય, પદમણી ઉપર રૂડા પિળો થાય.

શાવલિંગાને સાહેલીઓ પીઠી ચોળી નવરાવી વસ્ત્ર શણગાર પેહેરાવી તઇયાર કરી હવે પદમાસા શેઠે સિપાઇને બોલાવી કહે કે ભાઇ રાજાને જઇ કહો કે પદમાસાશેઠની દિકરીનું આજે લગન છે માટે ફુલેકાનો વરઘોડો ચડાવવાનો છે તેથી આપ સ્વારી લઇ વેહેલા પધારજો; સીપાઇ ત્યાંથી રાજા પાસે આવી રાજાને કહ્યું એટલે રાજાએ પોતાની સ્વારી તઇયાર કરાવી અને સદેવત કેંવરને સાથે લઇ જવા સારૂ બોલાવ્યા કે ભાઇ આપણા નગરશેઠ

પદમાશાની કુંવરીનું લગન છે તેનો વરઘોડો ચડવાનો છે માટે ત્યાં જવુ છે તું ચાલ ત્યારે સદેવંત કહે પીતા આજ મારા શરીરને સુખ નથી ને મારૂ માથુ દુખે છે તેથી હુનો નહી આવું તમે એકલા જાઓ મનમાં કે રાંડ એકાંતે મળી ને ત્યાંથી પાછા આવ્યા નો પછી આ બધા લોકમાં શું વળવાનું સુનો એ શેઠનેમુઇ એની છોડી કે વગર દુખે માંદા થવું પડે છે પછી રાજા પોતે હાથી ઘોડા પાલખીઓને રથ લેઇ શેઠનેત્યાં આવ્યા; એટલેસરવ લોકો તઇયાર થયા, ને પછી કન્યા ઘોડેબેસારી એટલે વાછંત્ર વાગવા માંડયાં,

ચોપાઇ—ઢમ ઢમ વાગ્યાં જોને ઢેલ, ત્રાબાળુ જોને ગડ ગડયાં; અમીરને ઉમરાવ સાથે સરવે પરવરયા, ત્રબક વાગ્યાં જોને તુંગ, શરણાઇએ સાહજ પુગીયો, ગીડ ગીડ વાગે નોબત તાસા વાગે તુરીયા, પાલખીઓને સુખપાલ, હાથી ઘોડા મળે. શેહેરના સરવે લોક કુલેકુ જેવા મળે, શાખા બાંધી શાલીવાહન મોટે માંડવ આવીયા, માંડવ ફેરી માંય અવસર લેઈ વધાવીયા; સાથે સારા લોક વેહેપારી વાણીયા, ઇંદ્રનારે અવસાન એણીપેરે આણીયા. ઘોડાને ધવલા ચાર રથ લઇ જોતરયા, તાતા છે તોખાર, બે બારે લઇ પાખરયા.

એવી ધામધુમથી વરઘોડો ચહડી બજારની વચે સોનેરીયા ચોકમાં આવ્યો, ત સાંભળી કુવર કહે વરઘોડો બડી ધામ ધુમથી ચહડયો છે તે જોઉં તો ખરો, એમ ધારી પોતે જોવા સારૂ અગાશી ઉપર ચહડયા, ને જુવે છે તો ઇંદ્રગટા થઇ રહી છે. ને તમામ રસ્તો લોકોથી ભરાઇ ગયો છે ને ચાલવાની જરા પણ જગા નથી ને વરઘોડામાં છત્રીઓ અબદાગીરીઓ ને ચમર ઢળી રહ્યા છે તે જોઇ સદેવંત કુંવર પોતે ખુશી થયો ને કેહેછે કે આમાં મેળાતો નહી થાય પણ જોઉતો ખરો તેણે કેવા શગુણ

ર પેહેરયા છે. એવું ધારી પોતે હેઠા મેહેલમાં આવ્યા.

હવે સદેવંત પોતે બની ઠણી મેહેલમાંથી ઉતરયા ને ઘોડાની ઘોડાળમાં ઘોડો જુવે છે તો સામાન સહિત ઘોડો તઇયાર છે કે મકે પેહેલ વેહેલા કુવર રાજાની સાથે સ્વારી જવાના હતા. તેથી રાવતે સામાન કશી તઇયાર કરયો હતો પણ કુવરે ના કહી તથી રાવત ઘોડાને એમને એમ મુકી વરઘોડો જોવા ગયો તેથી કુવરને તે તઇયાર મળ્યો એટલે પોતે ઘોડે સ્વાર થઇ ચાલયા.

ચોપાઇ—એકલડા અસ્વાર દરબારમાંથી નીકળ્યા; સાજ સોનેરી ઘરકાવ, ઘોડાને પગ ઘુઘરા.

આવી તરેહથી ઘોડાને શણગાર પેહેરાવે । તેના ઉપર સ્વાર થઇ વરઘોડાની સામે જાય છે તો સાજનના લોક કુવરનુ રૂપ જોઇ ઘણા ખુશી થયા.

ચોપાઇ=સાજન મોટા લોક કુવરને વખાણીયા; આવ્યા સોનેરીયા ચોક માંય. તેજીને હઇ તાણીયા.

જ્યાં સદેવંત સોનેરીયા ચોકમાં આવ્યા ને કન્યાનો ઘોડો જોયો એટલે પોતાના રેવંતને ખેંચી પોતે થડમાં જઇ ઘોડાને ધીરે ધીરે ચલાવવા માંડયો અને ચાલતાં ચાલતાં વરઘોડો ફરી રહેવા આવ્યો પણ શાવલીંગા સદેવંતના સામુ જોતુ નથી તેથી રાજા ગુસ્સે થઇ મનને કહે છે કે રાંડ મને કેહેતી હતી કે મારે તમારા વીના બીજા ભાઇને બાપ છે, ને આતો પરણવામાં ગાડાતુર થઇ ગઇ છે તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મારીને કહે છે.

દોહરા=હેઠ હેઠ રેવંત આપણાને, વળી ન કર પરાઇરે આશ; આ કાજળની છે વાડીયુને, તેમાં નથીરે સોરંગીની વાસ.

સોહલો=એમાં નથી સોરંગીનો વાસ, અમથો જીવ મારો ફરેરે ઉદાશ; જોબન મારૂ બાળેરે વેશ, હવે લખુ છુ માડીરે પરદેશ,

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ, આ કાગળની વાડીમાં સો રંગી વાસ ક્યાંથી હોય ને અમથા ઉદાશ થવુ પડે છે એવા સ દેવંતના રીસના અવાજ સાંભળી શાવલીંગા વિચાર કરે છે કે રાજાના સામુ મે ના જોયુ તેથી રીસાયા પણ શું કરૂ, આટલા લોકમાં તેમને કેમ બોલાવાય, પણ જો કુલેકુ ઉતરે ને હું મેહેલ માં ગણેશ આગળ વર તોરણ આવે ત્યાં સુધી એકલી રહીશ તે વખા સ્રીનુ રૂપ લેઇ આવે તો મેળાપ થાય એમ ધારી પો તે રાજાને સાન કરી સમજાવે છે.

દાડ્રો=સુંદર શ્રીફળ હાથે ધરીને. ગોરી ચુડીઓરે ખખડા વે; આલી ઓડી એઢી ચુંદડીને, વળી સાનુમે સમજાવે.

શાવળીગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ બીજો હાથ ઉચો કરી ચુંદડીનો ધુમટો તાણીચુડીઓ ખખડાવી રાજાને બતાવ્યુ કે તમે સ્રી થઇ માહારા મોહેલે આવો સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્રીના વેશે તેડેછે, તેથી હુ સ્રીનુ રૂપ લઇને જઉ એમ ધારી પોતે ત્યાંથી નીકળી પાતાનાગેહેલે આવ્યો હવે વરઘોડો ફરતો ફરતો જાનીવાસા પાસે જઇ ઘર આગળઆ વ્યો ને ઉતરયો એટલે શાવલીંગા મેહેલમાં ગણેશ આગળજઇ બેઠી અને શાહેલીઓ સરવે નીચે ગાવા લાગી. શાવલીંગાવિ ચાર કરે છે કે આવામાં રાજા આવે તો ઠીક થાય હવે સદેવંત કુ વર પોતાના મેહેલમાં જઇ સ્રીનો પોશાક પેહેરવા માટે રાણી પાટમદેની પેટીઓ ઉઘડી તેમાંથી શોળે શણગાર લેઇ પેહેરયા અને જે રાણીની અમુલ્ય સાડી હતી તે પેહેરી પણ પણ ફકત હીરા રતનની જે જડીત વાળી નાકે પેહેરવા જાયછે, પણ વે હ વીના ના કે રહેતી નથી, તેથી વળખા મારેછે, એટલામાં પા ટમદે વરઘોડો જોવા અગાશીમાં ચડયા હતા, તે વરઘેડો ઉતરયો એટલે રંગ મહેલમાં આવ્યા આતો સદેવંત સ્રી બનીને બેઠાછે,

ને વાળી નાકમાં નથી રહેતી તે દખાવેછે, એટલે પાટમદે ઓચીતી કહેછે. કે રાજા વેડ ન હોય તો લાવો આ સુયો ઘાચો નવોપા ડુ તમા । હાથે ઘોચતા છીવ નડી ચાલે, સદેવંત પાટમદેને જો ઇ, મનમાં ઘણા સરમાઇ ગયા, પછી પાટમદે રાજા પાસે આ વી રાજાને કહેછે

ચોપાઇ—કેમ કરી રહેશો મહારજ વેડ વિનાની વાળીયુ આ નર ફીટી થયાછોનાર તે તો અમે ભાળીયુ, પુરૂષ તણો જે વેષ તમારો લાજશે, ઢળકતી મેમતા ઢાત તે આ ચુંદડો કેમ છાજશે.

હે મહારાજ આ ઢલ બાંધતા હતા તે ચુદડો કેમ શોભશે, ને આથી તમારો મરદનો વેશ તે લજશે. તે સાંભળી સદેવંત રાણીને કહે છે.

કવિત—રાજનકી નીત ગઇ, મંત્રનસે પ્રીત ગઇ; નારકી પ્રતીત ગઇ, જયાંહી છીવ લચોહે; શેખનકો ભાવ ગયો, જુઠ હાંસી આ યોહે; મેઘનકી વ્રષ્ટ ગઇ, ભુમાસે તો નીષ્ટ ગઇ, અંટો વીપરીત ઉડ ધાયાહે; કોઇએ શાહ કપાલ કહતહે, કવિરાજ કઠોણ કળી કાળ ચલો આયોહે.

હે સ્ત્રી તું કહેછે તો ખરી પણ એ વાતના જેને ઘાવ લાગ્યા હોય તેને પુછતો ખરી તુ મને શીખામણ દેછે પણ એમાં મોટા મોટા ગરક થઇ ગયા છે તે સાંભળ. રાણી કહેછે મહારાજ કોઇ ત મારા જેવા નહી થયા હોય, પરમેસ્વરે મરદનો અવતાર આપ્યો છે ને હાથે વતી અસ્ત્રીનો અવતાર ભોગવવા ઇચ્છા કરોછો શું માસ ખાતા હશે તે હાડકાં કોટે બાંધીને ફરતા હશે, ત્યારે સદેવંત કહે રાંડ તું તારી મેળે હાથે વતી જાંગ ઉઘાડીને બેજ જુવે છે પછી રાણી ઉપર રાજા ચીડાયા એટલે છાના રહ્યા પછી સદેવંત મેહેલમાંથી નિસરી રૂમઝુમ કરતી સાવળીંગાને મેહેલે બાયડાંઓ ગાય છે ને કુચાકુચ થઇ રહી છે તેમાં રાજા સાવળીંગાને જોવાના માંહી

બેશી ડોકીયાં કરે છે અને રાજા મેહેલમાં પેસવા જાય છે તો બાઈડીઓ ગોધા મારી બાહાર કાહાડે છે ને કહે છે કે રાંડ શાવળીંગી આ કોણ છે તે વચે અથડાય છે રાજા પોતે ઘણા પાટુ ખાતાં થાકયા પછી નિરાશ થઇ મનમાં કહે છે કે રાંડે માહારી મશ્કરી કરાવવા સારૂ તેડાવ્યો પછી પોતે મેહેલની સામે જઇ શોકવાન થઇ બેઠા ને આંખમાંથી ઝરઝર આંસુ ઝરવા લાગ્યાં શાવળીંગા રાજાને જોવાને સારૂ ઝરૂખે જુવે છે તો રાજા વેગળા બેઠા છે ને આંખમાં ઝળઝળીયાં આવ્યાં છે પછી ત્યાં રહીને કહ્યું.

ચોપાઇ—કિનારાંની એકાંત રૂદેન જાણીએ; છેલ છબીલા શામ, અવેન મોજે માણીએ, ઓ અલબેલા રાજન, ભલે તમે આવીયા; જોગીઓના વેશ, ભલે તમે ભજાવીયા.

આ સાંભળતાં સદેવંતે ઊચુ જોયુ એટલે શાવળીંગા દીઠી પછી તેણે ઇશારત કરી કે આ પાછળ બારાએ આવે. પછી સદેવંત પાછળ બારીએ થઇ શાવળીંગાના મેહેલમાં ગયા ત્યાં શાવળીંગાએ પોતાના રંગ મેહેલમાં પલંગ ખુરશી કોચ જાજમ અને પાટો ઢાળી મુકી છે તેના ઉપર મખમલની તળાઇઓ ઓશીકાં વિગેરે તરેહ તરેહનાં ઉપર બીછાનાં પાથરી દીધાં છે અને રાજાને વાસ્તે ખાવાનું દુધ, સાકર; બદામ, ચારોળી, પસતાં દ્રાખ, અખરોટ, ખીજોરાં, અંજીર નાળીએર નારંગી વિગેરે નાના પ્રકારના મેવા મુખ આગળ લાવીને મુકયા છે અને મુખવાસ સારૂ પાન, સોપારી એલચી લવીંગ જાયફળ જાવંત્રી તજ અખોડ વિગરે ઓશા અને ક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા છે અને તમામ રંગ મેહેલમાં અતરની ખુશબો ઉડી રહી છે તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં મારી રાણી સાથે પણ નથી ભોગવ્યું; પછી શાવળીંગાને સદેવંત કહે છે.

ચોપાઇ—જાકર બેઠા જોડ, કહુ એક વાતડી; શાવળીંગા કુંજ

વીના, મને કેમ રાતડી. મારી થાજો નાર, પુગી તમારી પ્રીતડી; હેતેને પ્રીતે કોય. આવ્રો રાંણીજીનાં ગીતડી. ભુખ દીઠે દુખ જાય, જ્યારે નેણાં ભાળીએ; ચઢયો કસુંબી રંગ. તે ધોઇને ટાળીએ; સઉથી ઉત્તમ જાત, તમારી નાતડી; સુંણ શાવલીંગા નાર, માંનો માની વાતડી.

હે શાવલીંગા કાલે તો તુ જઇશ, અને ગયા પછી મારી ગત કેમ જશે માટે તુ મારી રાણીની પ્રીત પાછી આપ એટલે હુ માહારે ઘેર જાઉ કેમકે તુ તો પરણી સવારે ઘેર ચલતો થાય ને માહારે તારા પાછળ ઝુરી ઝુરીને મરવું પડે; તે સાંભળી શાવલીંગા રાજાને કહે છે.

દોહરો=આ જીભેથી ના નહી કહુને. વળી નાર રહે આજની રાત; આવો એકાંત નહી મળેને. રાજા કરો વાલડેનીની વાત.

ચોપાઇ=સારા સારા સુંદરીએ, આપ્યાં બેમવા બીછવાણાં; જાજમને જાલેચ, પાથરણાં પાથર્યાં. અલબેલા રાજા અલક, તારી જાણીએ; છેલ છબીલા શાખ, આવોને મોજુ માણીએ.

હે રાજા હું તો આ જીભે જાઓ નહી કહુને આવી તમને એકાંત નહી મળે માટે બેસો એમ કહી રાણી રાજાનો હાથ ઝલી બંને પલંગ ઉપર બેઠા, હવે સદેવંતને પાછું એવું ગાવ્યુ તેથી શાવલીંગાને કહે છે.

ચોપાઇ—દોય કર જોડી કેય, કામન તુને કરગરૂ; આપુ માલ અપાર, સાસરવાસો હું કરૂં. સમજી થાજો નાર, પુગી મારી પ્રીતડી; હેતેને પ્રીતે આલજો, તમારી રાણીજીની રીતડી.

હે સ્ત્રી હુ તને ખરૂ કહુછું કે હજી સુધી તારેને મારે કાંઇ પણ છે નહી માટે તુ કહે તો સાસરવાનો કરૂ ને તુ કહે તે આપુ મને મુકીદે તે સાંભળી શાવલીંગા દીલગીર થઇ કહે છે

ચોપાઇ—નહી આપુ રાણીજીની રીત, સાંભળો વાતડી; નથી ગ

મતો જરાય. માજનીયાની નાતડી. કડવા લાગે છે મુને કોપ, વેહ પારી વાણીય; પેહરાવો પાટમદના શણગાર, કની લેજો શાડીયાં.

એની રીત શાવલીંગના આગ્રહ જોઇ માહા કામાતુર થઇર હ્યા ને શાવલીગાના ગળામાં હાથ નાંખી પલગ ઉપર જઇ બે ઠા પછી શાવલીંગા ખુશી થઇ કહે છે.

ચોપાઇ=મુગીયારની જે રોજ, પધારયા મારે ડોસીએ; ધનધ ન માગે અવતાર, લાદધેલા લાવો લીજીયે. હઇયા કેરા હેત, બેહ રે બનાવીયા; લીલાવતી નણુદ, આવીને બોલાવીયા.

જયાં પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાંખી બેઠાં છે એ ટલામાં જે લીલાવતી નણંદ હતી તે ને બીજી શાહેલીઓ ને દેવ જી વ્યાસ કન્યાને ચુડો પાનેતર પેહરવવાને આવ્યા તે શાવલી ગાને બાહારથી હાક મારી તે સાંભળી શાવલીંગા રાજાને કહે છે કે કેમ કરીશુ રાજા કહે કે ભોગ તાહારા મેતો તને કહ્યું હ તુ કે તુ મને જવાદે પણ તને વાતોનો સ્વાદ રહી ગયો હતો આપણો પરમેશ્વર આપણને અનુકુળ નથી કેમકે જરા હુ રખમાં આવીએ છીએ એટલામાં કાળોતરીઓ કયાથી આવે છે ને વાદીમાંને કાણીઓ ગળ્યો ને ચદનબાગમાં રાંડ છોકરી આવી ને અહીંયા તારી નણંદે ઘાંટ બગાડ્યો, હવેતો તને સુજે તે ક ર, તે શાંભળી શાવલીંગા કહે છે.

હે રાજા તમે શુ કરવાને ગભરાઓ છો અહીંયાથી તમે દેવળ માં જાઓ, અને હું પણ ત્યાં આવુછુ પછી ત્યાં આપણે સુખ ચે ન કરીશું તે સાંભળી સદેવંત કહે છે.

ચોપાઇ—કામની શેને કાજ, પ્રાણ તમે પાડશો; ઠાલો અમારે શીર, તે આળ ચડાવશો.

વળી સદેવંત કહે છે હે સ્ત્રી તું મરીશ નહી તાહારો પરેમ માગ ઉપર વિશ્વાસ છે; તેથી હુ દેવળમાં ગમે તેમ કરીને આવીશ એમ ક

ની વાસે લઇ જજો પછી હુ છાનીમાની આવી તેના શણગાર પેહેરી તને પાછી કાઢાડોશ પછી દેવજી ગેરે તેમ કરયુ અને. રૂપાસાની સાથે દાશીને પરાણાવી અને શાવલીંગા તો બારીએથ ઇ દેવળ પાસે ગઇ, પણ સદેવતને જાગરણનો ગોળીને બદલેકે ફેની ઉંઘ આવે તેવી ગોળીઓ ખાઇ પોપટનુ પાંજરૂ દેવળમાં ઉંચે લટકાવી કમાડ બધ કરી સુતા છે એવામાં શાવલીંગા આ વી બાર થઇએ ણુમો પાડે છે અને કાલાવાલા કરે છે પણ સ દેવંત કુવર ના ઘેન ઊંઘી ગયા છેને બેશુદ્ધ થયે છે. તેથીજરા પણ બોલતા નથી તેથી સદેવંતને શાવલીંગા કહે છે.

દોહરો–રેણ અંધારીત છું એકલીરે, રાજા મનદસે છે ડુંગર ને પાહાડ સાભળજો સાહેબ મારા તમે, જલદી ઉગાડો બાર.

એ રીતે કહેતી જાય છે ને દેવળમાં પેસવાનો રસ્તો જોતા તે ચારે તરફ ફરી વળી પણ કાંઇ જાળી કે બારી દીઠી નહીંપ છી બારણા આગળ આવી કહે છે

દોહરો–ચારે દિશા હું તો જોઇ વળિરે, વળિ કીધો તે સોર બકો ર; કાંતો સદેવત સુઇ ગયાને, કાંતા મારો ગયો ચોર.

એવી રીતે વિચાર કરતી થકી રોવા લાગી ને ઘણો વિલાપ ક રે છે પણ કુંવરતો બોલતા નથી તેથી તેણે વિચારયું કે હ વે કાંઇ ઉપાય નથી પણ મારા ચીરને વળ દઇને દોરડાની પેઠે શિખરમાં બાંધી શીખર ઉપર થઇ માંહી ઉતરૂ ને જોઇ તો ખ રી કે શી રીતે રાજા માંદા પડયા છે.

પછી શાવલીંગા દેવળમાં ઉતરી અંદર જઇને તેને જગાડવા સારૂ ઢંઢોળવા માંડયો તો પણ બોલ્યો નહી તે વારે સદેવંતનુગા શુ ખોળામાં લઇને તેના મો ઉપર હાથ ફેરવવા લાગી ઘણું ક રયું પણ તેતો પેલી ગોળીના કેફમાં લેવાઇ ગયો છે તેથી કાંઇ બોલતો નથી તેવારે શાવલીંગા કહે છે.

હે રાજા તને ઝોળામાં ઘાલ્યો તો પથર જેવો લાગે છે માટે
તેં કેવો અમલ કીધો છે કે ઉગાડયો તોપણ સુદ્ધ આવતી નથી
એવી રીતે શાવલીંગા બોલે છે તો પણ સદેવત જબાબ દેતો ન
થી તેવારે શાવલીંગાના મનમાં એમ આવ્યુ કે આતો મરી ગ
યો છે એમ ધારી પોતે પણ મરવાનો વિચાર કરીને સદેવતની
કટાર લઇને પોતાના પેટમાં મારવા જાય છે એટલે પોપટ બો
લ્યો કે અરે શાવલીંગા તુ શીદ મરે છે સદેવંતને કેફ ચડી છે
તેથી બોલતો નથી માટે તુ મરીશ નહીં એવી રીતે પોપટનુ
બોલવુ સાંભળીને શાવલીંગા કહે છે કે હે પોપટ તુ બોલ્યો તો ઠી
ક થયું નિકર હુ ને એ બે મરત કેમકે હુ તો મુઇ હોત તો મને
દેખીને તે પણ મરત પણ હવે મારે ઘણો વખત થયો છે ને વ
હાણું વહી જાય તો ફજેતી થાય માટે હુંતો જાઉ છુ ને હે પોપ
ટ સદેવંત જાગે તો કહે જે કે એતો આવીને ગઇ તે વારે પોપટ
કહે જે તું સદેવંતને હાથે ઘાવ લખીને જા એટલે એમને પ
રતીજ આવશે પછી શાવલીંગાએ સદેવંતની હાથેળીમાં ઘાવ
લખવા માંડયો.

દોહરો=તાકે કેસરની કીધી લેખણીને, વળી સહી તંબોળની
સાર; કર હાથેળીમાં લખીઆને, વળી સારે સારા સમાચાર. પુરૂ
શા લટકતી પાંઘડીને; વળિ થાણે થાણેરા થાય એણી સમજણુલ્યોસ
દેવંતારે, તમે પગ ન ભરશોરે બાહાર, દાશી મળે દરબારમાંરે,
વળી બેહેરા મળેરે બજાર; એની સમજણ લ્યો સદેવંતારે, તોર
ણી પગ ન દેશો બાહાર. આટો કુટોને ઘી ઘડોરે, રાજા છુટા કે
શ જાને નાર; વણ ટીલે વિપ્ર મળે તો, રાજા પંગ ન ભરશોમ
હાર; ગંગેડોને સાંઢીઓને, વળિ ઠપલા કુટ કુંભાર; એની સમ
જણ લ્યો સદેવંતા તો, વળી પગ ન ભરશોરે બાહાર. સામી બે
શાને શોવડારે, વળિ વણ કુંપિઆરે ભુપાળ; એની સમજણ લ્યો

સદેવંતારે, તો પગ ન ભરશોરે બાહાર. ડાબારે જમણી તેતર બોલેરે, રાજા આડી ઉતરે મંજાર; એવા શુકન માનજોરે રાજા પગ ના ધરશો બાહાર. છાણું પાણીને ટેરેરે, વળિ સુને રાજ દરબાર; સુકે લાકડે સરોવરે, તમને ઘાતક લોક નિરધાર.

હે રાજા એવા શુકન જોઇને ના આવશો પછી પોપટ કહે એ કરતાં સારા શુકન લખ કે તે જોઇને આવે પછી સારા શુકન લખે છે.

દોહરો—ફેરે ઘડે કુંવારકારે, જેને બોળે અબોળુ જળ જાર; એવા શુકને તમે આવશો તો, તમને મળશે શાવળીગા નાર.

ચોપાઇ—સારા સારારે શુકન જોઈ, વાલમ વેહેલા આવજો; નાના મોટા સંગાથ, ભેગા નવ લાવજો;

હે મહારાજ આવોતો એકલા આવજો પોપટ કહે હવે લખી રહી. શાવળીગા કહે હજી લખવુ છે. પણ હથેળીઓ તો ભરાઇ ગઇ હવે કયાં લખુ ત્યારે પોપટ કહે આ કમાડે લખ પછી કમાડે લખે છે

સોહલો—આંખે આંસુડાની ધાર, ડામન ઘાત લખે છે કમાડ; જોબન મારૂ બાળે વેશ, તે મેલી જાઓ પીઉ પરદેશ.

આંખે આંસુડાની ધાર, આલબેલીયાં ઉઠીયાં; સુના સદેવંતરાય, મઝા નવ લુટીયાં; પ્રીતોના પરીઆણુ, તેતો અમે જાણીયાં આપી છે રાણીજીની રીત, કેમ વેઢાડે વાણીયા; સુણ સદેવંત રાય અમસ કરયારે આકરાં હું છું બાળ કુવારી; જાઉંછુ સાસરે.

હે મહારાજ તમે બોલતા નથી તો હવે હુ કુવારાને કુવારી સાસરે જાઉં છું.

એવી રીતના ઘાત લખીને પોતે ઘેર આવીને એક તરફ સુઇ રહી પછી શવારમાં જાન વિદાય કરી તે વખત શાવળીંગા વિચાર કરે છે કે હું મારી શાહેલીઓને મળુ તો ખરી એમ કરતાં વાર થાય તો રાજ આવી પોંહોચે એમ ધારી શાહેલીઓને મળવા જાય છે એટલે તેની લીલાવતી નણંદ બોલી કે હવે શાહેલીઓ

ની માથા મુકીં દી તે ઘેર જઇને માગે ભાઇ તમારી બધી હું
શ પુરી કરશે એવી રીતનુ તેનુ બોલવું સાંભળીને શાવલીંગાએ
વિચાર્યું કે હવે કાંઇ ઉપાય નથી ને રાજા તો હજુ મેના આ
વ્યા માટે થોડી વાર થાય એમ કરૂં એમ ધારીને રથમાં બેસ
તી વખતે પોતાનો મોતીનો હાર હતો તે તોડાવીને મોતી વી
ણવા બેઠી; તો પણ રાજાનો આવ્યા નહી તેથી નિરાશ થઇ
પોતે રથમાં બેઠી અને જાનઇયા પણ પોત પોતાની ગાડીઓમાં
બેશી ચાલવા લાગ્યા હવે ચાલતાં ચાલતાં પાંચ ગાઉ આવી ભા
તુ ખાવા બેઠા એવામાં એક ગોવાળીયો ત્યાં થઇને જતો હતો
તેને શાવલીંગાએ છાની રીતે એક દાગીનો આપી કહ્યું કે તું
અહીં બેસજે ને સદેવંત રાજા આવે તો કહેજે કે શાવલીંગા તો
ગઇ પણ તમને ઘડી વિસારતી નથી માટે તમે મળી આવો પછી
સરવે ભાતુ ખાઇને ચાલતાં થયાં ને બે ઘડી દાહાડો રહ્યો તે
વખત જાન પાછી નગરમાં વાજતે ગાજતે શેઠના મેહેલમાં આ
વ્યા ત્યાં જઇને શેઠ ચોકમાં ખુરશી નાંખીને બેઠા અને શાવ
લીંગા પોતે મેહેલમાં જઇને બેઠા એ વખતે માળણ ફુલ લઇને
આવી તે શેઠને આપીને પછી શાવલીંગાને આપવા ગઇ ત્યાં
જઇ શાવલીંગાને ફુલ આપ ને તેના સાથે વાતો કરવા બેઠી પ
ણ માળણે શાવલીંગાને ઉદાશ દેખી પુછવા માંડ્યુ કે તમે ઉદાસ
કેમ થયાં છો જે વાત હોય તે મને કહો હું તમારી વેચાણ છુ
મારી સાથે પડદો નહી રાખશો. શાવલીંગા કહે જો તું મને વ
ચન આપે તો હું તને બધી વાત કહુ એવું સાંભળી માળણે સો
ગન ખાઇને વચન આપ્યું.

દોહરો—નગરમાંથી જાને આવતાં, મેં ત્યાં દીઠાં બહુ ચ-
રીત્ર; તેઓ ના આવ્યા મારા શ્યામ. તેના વિના આ જગત
માં વળી નથી બીજુ

હે માળણ સદેવંત રાજાને મળવાને મેં ઘાણી કળા કીધી પણ તેતો બ્યા નહી ને છેવટ અહીંયાં આવવુ પડયુ, પણ તેના વીના આ દુનીયાંમાં બીજાનું માહારે કામ નથી એમ સાંભળી ને માળણ કહે જે હે બાઇ તું કાંઇ ત વિશે ચીંતા ન કર હુ ત ને મેળાવી આપીશ ને હવે તેની ખોળ કરતી રહીશ એમ કહી માળણ ઘેર ગઇ,

હવે જ્યાં દેવળમાં સદેવત સુતો છે તેણે જાગી ઉઠીને જોયુ તો કોઇને દીઠુ નહી તેથી કરોધ કરી રાજા બોલે છે તેવામાં પો પટ રાજાને પુછે કે તમને કાંઇ ખબર તો છે નહી ને ક્રોધ કરોધ શીદ કરોછો એતો તમારી પાસે આવી હતી પણ તમે જાગ્યા નહી ને ઘણી વાર થઇ એટલે થાકીને ગઇ. ત્યારે રાજા પોપટને કહે જે તેં મને કેમ ન જગાડયો માટે તને મારી નાંખીશ એવું સાંભળી પોપટ કહે જે હે રાજા નાહક શીદ મારોછો મને છુટો મુકો તો હું મારે ગમે ત્યાં જઇશ એમ કહેવાથી પોપટને રાજાએ છુટો મુકયો તેથી તે ઉડીને જતો રહયો. પછી રાજા ઉદાશ થઇને પોતાને ઘેર આવતો એક ઘોડો લેવા સારૂ મેડારમાં ગયા તે વેળા પોતાની ગણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રાજા શાવલીંગાએ તમને ગાંડા તુર જેવા બનાવી દીધા છે તે હું જાણુછુ પણ વિચાર તો કરો કે ગાહાના જેવી રાણી છતાં તમે એક વાણીયાની છોકરીમાં શું વધારે દીઠુ છે કે તેથી ભુત જેવા બની ગયા છો. તેવારે રાજા કહેછે.

હે સ્ત્રી શાવલીંગાના જેવી બીજી કોઇ દુનીયાંમાં રૂપવાન નથી ને તું તો તેની એક દાશી બરાબર છુ એવુ સાંભળીને રાણીને ગુસ્સો ચડયો તેથી કહેછે કે હે રાજા શાવલીંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ રાખી શકયા નહી ને પેલા વાણીઆને કેમ લેઇ જવા દીધી.

હે રાજા ધિક્કાર છે તમને કે તમારી શાવલીંગા તમને પ્યારી હતી તેમ છતાં તેને લઇ જવા હાથી માટે તમને લાજમ છે કે શું મોઢું દેખાડો એવા ગીતનાં રાણીનાં વચન સાંભળી સદેવંતને ઘણો ક્રોધ ચડયો તેથી રાણીને કહ્યું કે શું કરવા બડબડ કરેછે, જો ના ખમ એને લાવીને પટરાણી કરૂં તોજ મારૂં નામ સદેવંત ખરો, એટલુ કહીને તેજ વખત પોતે એકલો ઘોડા ઉપર સ્વાર થઇને ચાલી નિકળ્યો તે દરવાજે આવ્યો એટલે બારોટ શાવલીંગાને વળાવીને પછો આવતો હતો તે સામે મળ્યો તેને સદેવંતે કહ્યુ કે શાવલીંગાની શી ખબર છે ત્યારે બારોટ કહે એણે તો તમને મળવાને ઘણીએ વાર લગાડી પણ તમે આવ્યા નહી ને હવે તો દસ ગાઉ પોહોંચી ગઇ હશે એવું સાંભળીને સદેવંતે ઘોડો તાકીદથી ચલાવ્યો અને પાંચ ગાઉ ગયા એટલે વળી ગોવાળીઓ રાજાને દેખીને કહેછે.

દોહરો—સાજ સનેરી ઘોડેજરકશીને, વળી આલબેલરે અસ્વાર
ઉભા રહોને મારા ઠાકરાતો, કહું સાવલીંગાના સમાચાર.

હે રાજા ઘોડો ઉભો રાખો હું તમને શાવલીંગાના સમાચાર કહું તે આંઇ મને બેસાડીને ગઇ છે ને કીધું છે કે રાજા આવે તો કેહેજે કે શાવલીંગા તમારી વાટ જોઇને હમણાં ગઇ, માટે હું તમને કહું છું પણ હવે તો પોહોંચવા આવ્યા હશો એવું સાંભળી રાજા ચાલતો થયો, એવામાં રાત પડી તેથી રસ્તામાં એક દેવળમાં જઇને તેમાં ઘોડો બાંધીને પોતે ભુખ્યો તરશો સુઇ રહયો હવે શાવલીંગાની પાસે માલણ ગઇ તે વેળા શાવલીંગા ઉદાશ થઇને માલણને કહે છે કે મારો પ્રાણપ્રીય હજુ ના આવ્યો માટે હું શું કરૂં પછી માલણ કહે જે હે બઇ શીદને આકળાય છે તને આટલુ થાય છે તો તે રાજાનો કુંવર છે ને મરદ છે માટે તેને કાંઇ વિચાર નહી હોય તેથી તું એમ જાણ કે સાંજસ

વારજો આવ્યો માટે ફીકર નહી કર એ રીતે કહીને માળણ પોતાને ઘેર ગઇ અને શાવલીંગા એકલી બેઠી છે એવામાં શેઠ દુકાનેથી આવ્યા ને શાવલીંગાને કહેછે કે ચાલ રંગ મોહેલમાં સુઇ રહીએ ત્યારે શાવલીંગા કહે કે હાલ માહારે નીમ છે કેમકે મેં પીયરથી આવતાં માનતા માની છે કે હું એમ કુશળ સાસરે પોહોચાશ તો સાત દીવસ સુધી એકાંતસુતી રહીશ. એમ સાંભળી શેઠ ખુશી થયા કે મારી સ્ત્રી મહા ચતુર છે એમ વિચારી શેઠ ઓરડામાં જઇને પલંગ ઉપર સુતા ને શાવલીંગા ઓરડાની બાહાર છુટા હોલમાં ભોંય સુતી; સવાર થયું એટલે શાવલીંગાની દાશી અને તે ગામના રાજાની કુંવરીની દાશી એ બને સખીઓ હમેશના રીવાજ પ્રમાણે નદીએ નાહાવા ગઇ છે.

અહીયાં સદેવંત દેવળમાંથી ઉડીને પાછલી રાતે ચાલતાં ચાલતાં સવારમાં તેજ નદી ઉપર આવી ઘોડો બાંધીને પોતે રાતનો તરસ્યો હતો તેથી પાણી પીવા ગયો પણ પોતાના પાસે વાસણ નથી અને ખોબેથી પીએ તો હાથે મીંઢળ લખેલા ધાવ ધોવાઇ જાય માટે જનાવરની પેઠે મોઢેથી પાણી પીધું તે જોઇ ને શાવલીંગાની દાશી કનકાવતીની કુંવરીની દાશીને કહે જે કે બેહેન આ કોઇક મોંહોડેથી પાણી પીએ છે તે ગાંડો હશે કે શું તે સાંભળી કુંવરીની દાશી હુશીયાર છે તે કહે જે એ કોઇક કામી પુરૂષ છે એના હાથમાં ધાવ લખેલા છે અને કોઇ મોટો માણસ છે જેવો તેવો નથી એમ કહીને બંને જાણીઓ ઘર તરફ ચાલી ને કનકાવતીની દાશી મનમાં વિચાર કરવા લાગી કે ઘેર જઇને મારી બાઇને કહું કે તમે ઇચ્છાવર વરવો ધારયો છે માટે મનનો સફળ કરવો હોય તો તમારા લાયક વર નદી કીનારે આવ્યો છે એ રીતે જઇને કહુ એમ વિચારીને એજ વખત કનકાવતીને ત્યાં આવીને કહ્યું તે સાંભળીને કનકાવતી કેહેછે કે તું મને તું દેખાડ

તેવારે દાશી કહે જે નાહવાનું બાહાનુ કરીને આપણે જઇશુ હવે શાવલીંગાની દાશીએ પણ સઘળી વાત તેને કહી તે સાંભળી શાવલંગા વિચાર કરવા લાગી કે નકી સદેવંત કુંવર આવ્યો હશે માટે માળણ આવે તો ખબર કહડાવુ; એવો વિચાર કરે છે અને કનકાવતી તો પોતાની દાશીને તથા કેટલીએક સખીઓને લઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવંતને ઝાડ નીચે બેઠેલો જોઇને વિચાર કરે છે કે લોકોના દેખતાં અજાણ્યા માણસને કેમ બોલાવાય એમ ધારીને સાહેલીઓને વેગળી ખસેડી પછી સદેવંતને બોલાવવાને ખુબ નખરાં કરેછે વારે વારે સામુ જુવેછે પણ સદેવંત તેના ઉપર કાંઇ ધ્યાન રાખતો નથી ને મનમાં વિચારે છે કે જે કામ સારૂ આવ્યા છીએ તે કામ થાય તો બસ છે વચમાં બીજીની કશી પળા કરતા ફરીએ એમ ધારીને બોલતા નથી તો પણ કનકાવતીએ બોલાવવા સારૂ પોતાનો હાર તોડી તે મોતી લઇને કાગડા ઉડાડવા લાગી ને ચારમાં કાકરા ભરીને પછાડેજે વળી નખ વતે ટીંપે ટીંપે ઘડો ભરવા લાગી તો પણ સદેવંત કુંવર તેના સામુએ જોતો નથી તેથી કનકાવતી બોલી.

દાહરો=નખ વડે ઘડો મેં ભરયોને, વળી મોતીએ ઉડાડયારે કાગ; કાંકરે ચીર ફુટી ફુટીયુરે, વળી તોએ ન બોલ્યોરે ઠગ.

એવી રીતનું તેનું બોલવું સાંભળીને કુંવરે વિચારયુ કે મને ઠગ કહયો માટે હું ઉત્તર આપુ.

દુહો—નથીરે સેહેર ગોરી માહરૂંરે, કાંઇ નથીરે બોલ્યાનો કાંઇ લાગ, એવી વિમાસણ ના કરૂ તો કોઇ નાવે વીજોગનો ત્યાગ.

હે સ્ત્રી હમણાં માહારે બોલવાનો લાગ નથી ને અહી મારૂ શેહેર નથી ને વળી કાંઇ બોલવા જાઉ તો માહારા વિજોગનો તાગ કદી ના આવે એ રીતનું સદેવંતનુ બોલવુ સાંભળીને કનકાવતી ખુબ કામતુર થઇ સેજ વખત નીમ લાંબો કે પડતો સ

દેવંતને નોકર બીજા ભાઈને બાપ એ રીતનો કનકાવતીનો વિચાર જાણી સદેવંત કહે જે હે સ્ત્રી એ વાત કરીશ નહી કેમકે તું રાજાની કુવરી છે ને મને કોણ નહી કહે પણ મરૂં તો માથું જાય એવું સદેવંતનું વચન સાંભળીને કનકાવતી કહે જે તમારા સામી કોઈ આંખ ઊંચી કરે તો એની આંખ ફોડાવું ને તમે મરો તો ભેડે હું મરૂં તેવારે કુવર કહે જે તું કોણ ને હું કોણ ને તારી સાથે મારે કાંઈ કામ નથી, ત્યારે કનકાવતી કહે હે રાજા મારા જેવી નહી મળે માટે હાથમાં આવેલો હીરો ખોશો નહી એવું સાંભળી સદેવંત કહે છે કે તારા જેવી તો મારે ઘેર લુડીઓ છે. એવી રીતે રાજા બોલેછે પણ કનકાવતી ધારેછે કે એતો ગમે તેમ બોલે પણ મારે તો સારૂં લગાડવું જોઈએ એમ ધારીને કહે છે.

હે રાજા હું તો તમારી સ્ત્રી થઈ ચુકી છું માટે તમે વરશોનો ઠીક છે નીકર હું પ્રાણ મુકીશ એ રીતે કહીને કનકાવતી પોતે પોતાના મેહેલમાં ગઈ હવે શાવળીંગા માલણની વાટ જુએછે એવામાં માલણ આવી તેને શાવળીંગા કહે જે માહારા પ્રાણ પ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે ને તેમની પાછળ ઘોડો છે તે તારે ઘેર ઉતારજે ને પછી ખાવાનો થાળ લેવરાવી માહારે મોહોલે મોકલજે જ્યારે હું તેમનાં દરશન કરીશ ત્યારે અન પાણી લઈશ તેવારે માલણ પણ વખત જોઈને બોલી કે વાતતો ખરી પણ મને ચેરીમેરી તે સાંભળીને શાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહોરો કાહાડીને આપી તે મોહોરો લઈ ખુશી થઈને માલણ કનકાવતીને મેહેલે ફુલ આપવા ગઈ, તેને કનકાવતી કહે જે મારા લાયક જોસણ તેવો વર નદી કીનારે આવ્યો છે તેને તું તારે ઘેર તેડી લાવીને મારી સાથે પરણાવ તો હું તારો ગુણ નહી ભુલું તેવારે માલણ પણ વખત જોઈને બોલી બાઈ તે કામ ભીરજનું છે. કાંઈ ખાવાનું નથી કે ખાઈ લેવાય કાંઈ ખરચ પણ

કરવું પડશે એમ સાંભળી એક હજાર રૂપીયાનો દાગીનો માલણ ને આપ્યો તે લેઇ કહે કે બાઇ કાંઇ ફીકર નહી રાખશો આજ હું એજ કામ કરવાની છું એમ કહી માલણ ઘેર આવી તેનો ધણી કહે રાંડ આટલી બધી વાર કેમ થઇ; ત્યારે માલણે પૈસો આવેજ દેખાડ્યો એટલે માળી ભાઇ રાજી થઇ કહે જે હવે હું તા ને કદી કાંઇ પણ નહી કહું ને હવે તારી નજરમાં આવે તો કોઇ ડાચાનો ફુટો ને ખીસાનો તર આવાની દેસની કરી આપણે ઘેર તેડી લાવજે એવી રજા મળી તેથી માલણતો એજ વખત બેડું લઇને નદી ઉપર આવી. સદેવંતને જોઇ નખરાં કરવા લાગી.

દુહો=કીયારે દેશના તમે રાજ રે, વળી કીયાં તમારાંરે ગામ;
શા કારણ તમે આવીઆ ને, વળી શું છે તમારે કામ

હે મહારાજ તમે કીયા દેશના રાજાછો ને અહીંયાં શા કામે આવવું પડ્યું છે. માલણનાં વચન સાંભળીને સદેવંત કહે છે,

દુહો—નથીરે અમે કાંઇ રાજવીરે, વળી છેટે અમારાંરે ગામ;
આવ્યા છીએ પરદેશમાંરે, ભુંડી ચાકર રહ્યાનું કામ.

હે સ્ત્રિ અમે રાજા નથી પરદેશમાં ચાકરી કરવા આવ્યા છીએ. તે સાંભળી માલણ કહે છે.

હે મહારાજ તમે ચાકર જોગ નથી ને તમે જે કારણે આવ્યા છો તે હું જાણું છુ અ રાં માલણનાં વચન સાંભળી સદેવંતને ખાત્રિ થઇ કે નક્કી સંખાવતીએ મોકલેલી પણ એનું નામ એની પાસે દેવરાવું જોઇએ. પેહેલુ કહીશ ને પછી એ નહી હોય તો પછી ફજેતી થશે માટે તેનેજ પુછું એમ કહી કહે છે.

હે સ્ત્રિ આ નગરમાં કોણ રાજા રાજ કરે છે ને કોની દવાઇ ફરે છે તથા નગરમાં સુખીયાં દુખીયાં કોણ છે તે મને કહે માલણ સદેવંતનું કેહેવું સાંભળીને કહે છે,

હે મહારાજ આ નગરમાં રાજા વીરમદ રાજ કરે છે ને પુત્ર

રાજાની દવાઇ કરે છે, દુખીઆમાં એક રૂપાશા શેઠની નારી શાર લિંગા છે ને તેના તમે પ્રેમ મીરૂછો આવાં માલણનાં વચન સાં ભળી સદેવંત હસી પડયો ને કહે છે હવે તું મને તારે ઘેર લઇ જઇ ઉતાર. પ્રથમતો મારા મનમાં આવ્યું હતું કે હમણાં એક આવી હતી તેતીજ તું હઇશ પણ હવેથી ચીર પેહેરાવીશ ને મારી બેહેન ગણીશ.

માલણ સદેવંતને કહે છે મારે તો ચીર જોઇતુ નથી પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યું પછી માલણ કહે કે હમણાં જે સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે, સદેવંત કહે એ વાત તમારે કરવી નહી માલણ કહે તમે ગમે ત્યારે પરણજો પણ એને પરણશો તો તમારૂ કામ થશે કેમકે એ રાજાની કુંવરી છે ને તમે તેની સાથે જશો તોજ શાવળીંગા મળશે.

પછી શદેવંત માલણની પાછળ પાછળ તેને ઘેર ગયો માલણે તેને ઉનાપાણીથી નવરાવ્યો ને રસોઈ તઇયાર કરાવી કહયુ કે માહારાજ તમે જમવા ચાલો ત્યારે સદેવંત કહે હું તો જયારે એને નજરે જોઇશ ત્યારેજ અનપાણી લઇશ નહીતો લેનાર નહી, માહારાજ તમે જમો તો ખરા એમ્ને તમે જોગી થશોત્યારે દેખશો. ત્યારે સદેવંત કહે જોગી થઇ એને જોઇ આવુ પછી ભીક્ષ માલણ કહે એમ કરો પછી સદેવંત પોતાના શરીર ઉપર ભભુત ચહડાવી દીધી ને માથાના વાળ છુટા મુકી હાથમાં ઝોળી ઝંડો લેઇ પોતે અવધુત બની તઇયાર થયા પછી માલણ કહે છે કે તમે તેના મેહેલ આગળ બેફિકરાઇથી જજો કોઇ તમનેરોકશે નહી કેમકે તમારે સારૂ તોતે સદાવ્રત આપવાનુ મંડી બેઠીછે માલણનુ એવુ વચન સાંભળી સદેવંત શેહેર ભણી ચલ્યા.

ચોપાઇ—છુટે કેશ કૈય, નગરમાં આલીયા ભભુત ગોળા હાથ, બાળે નાથે આલીયાં. અછતવાળા અતિત, નગરમાં આલીયા;

મારા શેહેરમાં લોક, ચાકરે ચઢાવીશાં.

જ્યારે આવા ડોળથી શાવલીંગાના મેહેલ આગળ સોનેરી યા ચોકમાં જઈ અલેખ જગાવ્યો સદેવતનો અવાજ સાંભળી શાવલીંગા વિચાર કરે છે.

ચો.પાઈ=એ છે માહારો શામ, તેનો નિરખે જાણીઓ; આવ વાની કરીએ એકાંત, સાકરૂ વેંહેચીએ.

શાવલીંગા ઝરૂખે આવી જુએ છે, તો સદેવંતને દીઠો પછી ખુશી થઇ રાજાને કહે છે.

દોહરો=પગ પ્રમાણે પેહેરી ચાખડીરે, રાજા છુટારે મેહ્યા જોગ કેશ; સુણ સુણ રાય સદેવંતારે, તેંતો ભલોરે બજાવ્યો વેશ.

હે માહારાજ તમે મારા કહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેશભજાવ્યો છે. વળી સદેવંત શાવલીંગાને શણગાર સજેલો જોઇકહેછે.

હે સ્ત્રી તેંતો મારા ભેખને એબ લગાડી કેમકે જો મે જોગીનો વેશ લીધો તો તાહારે માહારી માફક દીલગીરીમાં રેહેવુ જોઇએ પણ તેંતો શણગાર સજીને પટીયાં પાડયાં છેમા ટે જો સાચી પ્રીત હોય તો છુટાં રાખવા જોઇએ એવાં સદેવંતના વચન સાંભળીને શાવલીંગા કહે છે.

હે માહારાજ મે તો લોકને દેખાડવા સારૂ સણગાર સજેલા છે, ને પટીયાં પાડયાં છે પણ મારાં હૃદયાના તો છુટેલાંજ છેએવી વાત કરે છે એવામાં એની નણંદ લીલાવતી આવીને કહે કે જમવાની વખત થઇ છે ને તમે કેમ બેશી રહયાં છો સાવલીંગા લીલાવતીને જોઇ મનમાં કહે છે કે વળી આ પાપ કયાંથી આવ્યું હવે રાજા સાથે વાત થશે નહી ને વરસાદ પાણ આવવા માંડયો માટે તેને લોટ આપવાનુ બાહાનુ કરી હેઠે જઇ વાત કરીઆવું એવું ધારી નણંદને કહે છે;

સોહલો—મેહુલો વરશે, કાળી ધાર, બાજુડો જોગી ઉભો છે

દાર, બાગે જોગી બાહાર બીજે, કહે તો બાઇ અમે ભીક્ષા દીજે

હે બાઇ આ જોગી બાહાર પડ્યો છે તેને કહોતો ભીક્ષા આપી આવું લીલાવતી જોગીનું નામ સાંભળીને ઝરૂખે આવી જુવે છે તો કોઇ મહા તેજસ્વી રાજ અંશ જેવો દીઠો, એટલે લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પીયરમાં ધકો મારયો હતો એવો છે એમ ધારી રીસ કરી શાવલીંગાને કહે છે કે ભાભી તમે તો જાણતાં હશો કે એ કોઇક જોગી છે પણ એતો કોઇક ઠગ છે. શાવલીંગા કહે કે આપણે શું ગમે તે હોય પણ આપણે તો એને અભ્યાગત જાણી આપવું છે એવું સાંભળી લીલાવતીને બહુ રીસ ચડી તેથી શીપાઇને બોલાવીને કહ્યું કે આ જોગીને મારી કાહાડો ને હવેથી કોઇ પણ ભીખારીને અંદર આવવા દેશો નહી પછી સીપાઇએ સદેવંતને ધકો મારીને બાહાર કાહાડયો.

હવે સદેવંતને ધકા મારી બાહાર કાહાડયો તેથી તે શાવલીંગા ઉપર રીસ કરી કહેછે કે રાંડે મને ધકા મરાવ્યા પછી માળણની પાસે જઇ બધી હકીકત કહી. માળણ કહે ભાઇ તું જમી લે ને હું એની પાસે જઇ તમે કાલે મળે એવો બંદોબસ્ત કરી આવીશ. પછી સદેવંતે ખાધુ હવે માળણ ફુલ લઇને શાવલીંગાના મેહેલે ગઇ. શાવલીંગાએ માળણ દીઠી કે તેના ખોળામાં માથુ મુકી ધુશકે રોવા લાગી અને કહ્યુ કે માહારી નણદે તો એને કાહાડી મુકાવ્યો વળી શીપાઇને હુકમ કરયો કે હવેથી કોઇ ભીખારીને અંદર પેસવા દેશો નહી. ત્યારે માળણ કહે તું શીદને ચીંતા કરેછે હું સો ઉપાય કરી તારે મોહોલે મોકલીશ શાવલીંગા કહે એ વાત ખરી પણ મેં શોકને સાત દીવસનો વાયદો કરયો હતો તે સાત દીવસ આજ પુરા થશે માટે કેમ કરવુ હવે તો કાંઇ ઉપાય બોજ નહી તો મરવુ પડશે તે સાંભળી માળણ કહે તું એમ કરજે કે શોક તારી પાસે આવે ત્યારે કહે જે કે મેં સાત દીવસના ની

શ્રમ લીધો હતો પણ હવે માહારી આટલી હુંશ પુરી કરો કે આ પણ બાગમાં ઉજાણી જઈએ ત્યાં સોગટાં બાજી રમી જમીને ઘેર આવ્યા પછી તમે જેમ કહેશો તેમ કરીશુ પછી શેઠને ફેરવી બાગમાં સુતો મુકી હું અને સદેવંત બાગની પાછળ બેશીશુ ત્યાં તુ મારી પાસે આવજે એટલે સરવે ઉપાય કરીશુ એ વે માલણના કહ્યા પ્રમાણે શાવલીંગાએ શેઠને કહ્યુ પછી શેઠે પણ મોહને લીધે હા કહી અને બીજે દીવસે શેઠે એક બે ચાકર અને શાવલીંગાને સાથે લેઇને બાગમાં ગયા ત્યાં ચાકર રસોઇ કરેછે ને શેઠ અને શાવલીંગા બાજી ખેલે છે તેમાં શાવલીંગા દોહરાબો લતી જાય છે ને સદેવંત બાગની પાછળ બેઠા છે તે સાંભળે છે.

દોહરો=સાવધાન થઇ સાંભળોને, વળી બેઠા બેઠા બાહાર; તુમ કારણ એ આદરૂને, પડ પાસા પોબાર.

એવો શાવલીંગાનો અવાજ સાંભળી સદેવંત બોલ્યા.

દોહરો—સાંભળ મરૂ વેણ; તું મનમાં સાચુ ધાર; જેમ બને તેમ જલદી કરોને, પડ પાસા પોબાર.

તે સાંભળી શાવલીંગા કહેછે.

દોહરા—હવે ઉતાવળ મત કરોને, ઝાઝી નથી કાંઇ વાર; દઇવ જોગે મેળો થશે, પડ પાસા પોબાર.

તે સાંભળી સદેવંત કહે છે.

દોહરા—દેહેરૂ દીઠુ દેવનુ ને દરશન કરવા જાય; દરશનતો પરસન નહી ને પડ પાસા પોબાર. હંસ ગયો સરોવર વિશે ને દીઠુ અમરત સાર; દીઠુ પણ ચાખ્યુ નહીને, પડ પાસા પોબાર.

એવી રીતનુ બંનેનુ સામસામુ બોલવુ સાંભળીને શેઠ કહે છે કે આ કોણ બોલે છે એટલે શાવલીંગા કહે છે કે આ બાગનો દેવ છે તે અદ્રશ થઇને બોલે છે ને તે આપણુને વીઘન કરશે પણ તમે કાંઇ ફરશો નહી લો આ ઓળી મારી પાસે છે તે ખાઓ એટલે

કાંઇ બીક લાગશે નહી, આ ગોળી મારા બાપના ઘેરથી એક વિદ્વાન પાસે મત્રાવાને લાવીછુ તે ખાય તો કોઇ ભુત પલીતથી બીકે નહી એમ કહી માળણની આપેલી કેફની ગોળી આપી તે શેઠ ખાવી એટલે થોડી વારમાં બેભાન થઇ ઊંઘવા લાગ્યો પછી શાવલીંગા દીશાએ જવાનુ બાહાનુ કાહાડીને સદેવત પાસે ગઇ ને શેઠ તો પડી રહ્યો પછી સદેવંત અને શાવલીંગા બંનને માળણ રાજાની કુંવરી કનકાવતી પાસે તેડી ગઇ. કનકાવતીએ રાજાને આવતા જોઇને શાવલીંગાને અને રાજાને પલંગ ઉપર બેસાર્યા, પછ ત્રણે જણાં વાતો કરવા લાગ્યાં હવે સદેવતની હોંશીયારી જોવાને કનકાવતી સમશ્યાઓ પુછેછે.

દુહ=સાંધામાં સોંધુ કીયુને, રાજા વાહાલામાં વાહલુ તે શું હોય; દેખતામાં દેખતા કોયોને, રાજા અંધામાં અંધો જોને કોય વરધ્રમાં શું હસવાપણુંરે રાજા, કીયા ગાયનમાં ગુણ આતી સુખ શેમાં કહયુને, વળી સુખે સુવેરે નહી કોણુ.

તે સાંભળી સદેવંત કનકાવતીને કહેછે.

દોહરો—રાજા કહેરે રાની સાંભળોર, વળી પુછયુ તેનારે પાર; આકલ નથી કાંઇ એવડીરે, રાણી રાખજો તમે ભાર. સોંધુ તે મરૂત મળેને, વળી જીવથી વાહાલુ નહી કોય; જ્ઞાની આંખે દેખ તોરે, વળી અજ્ઞાની અંધજ હોય; હસવુ ઘણું વરણાગીનેરે, વળી કરજુથી સુખે ન સુવાય.

હે રાણી તમે પુછયુ તેનો આ જવાબ.

રાજાનુ એવુ વચન સાંભળી કનકાવતી ખુશી થઇ અને વાહાલાનુ પોકાર થયુ એટલે પોતાના પીતાના પાસે જઇ કહે છે કે હે પીતા જે હું જલ દેવતાની ઇચ્છાવર વરવાને રાજ સાગર ઉપર બેઠી થાં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે. વીરભદ્ર રાજા કહે કોણ છે કનકાવતી કહે રાજા શાલીવાહનનો

કુંવર સદેવંત આપણા નગરમાં આવ્યો છે. રાજા કહે એને અ-
હીંયાં એકલા આવવાનું કારણ શું છે કનકાવતી કહે એના શેહેર
માં નગરશેઠની કુંવરી શાવલીંગા છે તે આપણા ગામના રૂપશા
શેઠ પરણી લાવ્યા કહેછે પણ તે પરણી નથી કેમકે એ કુંવારી
હતી તેજ વખતની સદેવંતને વરી ચુકી હતી તથા તેણે કપટથી
એક દાશી સાથે પરણાવ્યો હતો પણ ત્યાર પછી સદેવંત અને
તેને મેળાપ થયો નહીં નથી તેને રૂપશા અહીં લાવ્યા હતા પણ
હાલમાં સદેવંત પાસે આવી એને પોતાના મેહેલમાં તેમને બે
સાગ્યા છે માટે મને પણ તેની સાથે પરણાવવા હું પણ મન
ની સાખે સદેવંતને વરી ચુકી છુ એ પછી રાજાએ વાત કબુલ
કીધી પણ શાવલીંગા પરણી નથી એ વાતની ખાત્રી કરવા સા
રૂ રૂપાશા શેઠને બોલાવી પુછ્યુ ત્યારે તે કહે જે હું પરણ્યોછુ
શાવલીંગા કહે જો દાશીને ના પરણ્યા હોય તો દાશી ગોરને
બોલાવી પુછો તે સઘળું કહેશે પછી રાજાએ શેઠને કહ્યું કે કેમ
કરયુ છે શેઠે વિચારયુ કે જેનું દીલ મારા ઉપર બીલકુલ નથી એ
મ છતાં મારે ઘેર આવવાના નથી ને જબર જસ્તીથી તેડી જઈ
શ તો આખર મોતની નીશાની છે જો એક વાર તો કેફ ખ
વરાવી ગઈ તે બીજે દીવસે માલમ પડી માટે જવા દે વળી બી
જે પરણીશુ એમ ધારી શેઠ કહે કે એની ખુશીમાં આવે તેમ
કરે તેમાં મારી કંઈ અડચાણ નથી એમ કહેવાથી રાજાએ જા
ણ્યુ કે એ કુંવારીજ છે પછી રાજાએ પોતાની કનકાવતી કુંવરી
ને તથા શાવલીંગા એ બંનેને મોટો ઓછવ કરી પરણાવી પછી
રાજાએ એક મેહેલ તેમને રેહેવા સારૂ જુદો આપ્યો તે માંહે રંગ
ભોગ કરતાં કેટલાએક દીવસ થયા પછી શાવલીંગા કહે હે સ્વામી
હવે તો આપણે આપણા શેહેરમાં જઈએ તો ઠીક એવું સાંભ-
ળી સદેવંતે રાજા વીરમદે પાસે રજા માગી કે હવે અમને અ
મારે દેશ વિદાય કરો પછી રાજાએ તેઓને ઘોડા હાથી પ્રમુખ કે
ટલુએક ધન આપી વિદાય કર્યાં તે વખત જાચક ભાટ વિગરે
લોકો દાન લેવા સદેવંત પાસે આવ્યા હતા તેઓ દરેક તરેહના

સવઈયા તથા છપા અને નકના બોલી સદેવતને ખુશી કરે છે.

સવઈય—કાજળકી કાળી રેખ, દાંતુમે બીરાજે મેખ; દારેકુ ચાહે; ચલતી ગજની ચાલ, અગનેની ઝાલ માલ, કેસર ગુલાલ લાલ ફુલ પુજનેકુ આઈહે. ચદર જળી પેહેરે ચીર, નીલ જાતો દીય નીર, એસી તો સ્વરૂપ રંભા રેલી આઈહે. કહતહે કનકસેન, ... મોલે બોલ, હુમસે નહી બોલતે બી રામકી દુહાઈ હે.

છપે—ગંગાજળ તરગકે પાસ. વસે તો કુપકો નીર પીઓ ન પીઓ. છાકે રૂદ્ર ભગવંત વસ્યા તો ઓરકો નામ લીઓ નલીઓ. કરમ સજોગે સુપાત્ર મીલે તો કુપાત્રકુ દાન દીઓ ન દીઓ. કવી ગગ કહે શાહ અકબર, ઊંચ મળે તો નીચકો સંગ કીઓ ન કીઓ.

દુહો—સજન તુમારે નેમસે, સદા હે કુશળ ખેમ;

સજન અમ પરવશ પડે, સદા તમારે પ્રેમ.

તુમ જાણો રીત વીસરી, મેરે મનનની ગમાર

રાત દીવસમાં સાંભરો, એક સમે સો વાર.

દેશ મુલક હું ભમ્યો, માણસ બોત સુકાળ;

જાકે મીલે સુખ ઉપજે, તાકો પડયો દુકાળ.

પ્યાસા ચાહત નીરકુ, થાકયા ચાહત છાંહ;

અમ ચાહત તુજ મીલનકુ, લંબી કરકર બાંહ.

પાંખ હોય તો ઉડી મળુ, ઝગના રાખુ ધીર;

જેમ જેમ સજન સાંભરે, તેમ તેમ વાગે તીર.

ધાતુ ચાહત વરસકુ, બાલક ચાહત માય;

અમ ચાહત તુમ મીલનકુ, લંબી કરકર બાંય.

પાંખ હુય તો ઉડી મળુ, પાખ ગઇ સબ ટુટ;

સજન અમ પરવશ પડે, તુમ મત રાખો રૂઠ.

સજનં સજનં મેં કરૂ, સજનકે મન ઓર;

ચિંકુ પડો એ પ્રીતમાં, એક ચિત દો ઠોર.

સવૈયા—ચરકઉ લંડા ગાંડમે, રહે તનુ જુગમા નીમ,

નીસગયા નીસરે નહી, કયા ફજર કયા શામ.
કયા ફજર કયા શામ, સાંઇકી બડી તાપશી;
મુખસે મારૂ મેખ, ગાંડસે ઝરે લાબશી.
કહે દીન દરવેશ, સાંઇશુ રેવે અકડ;
રહે નવ જુગમે નામ, ગાંડમે ઘરદઉ લકડા.

છપા—કેશ દીયા શીર શોભકે, નેણ દીયા જુગ દેખનકુ;
કાન દીએ કુચ બાત સુનાવત, નાક દીયા કુચ બાસનકુ.
હાથ દીએ કુચ દાનકે કારણ, પાંઉ દીઆ પંથ ચાલનકુ;
કવી ગંગ કહે સુંણ શાહ અકબર, પેટ દીયા પત ખોવનકુ.
ભુખ કુલીન કરે અકુલીનર, ભુખ ઘરો ઘર ભીખ મગાવે;
નીચકી ચાકરી ભુખ કરાવે. નીરમળ વંશને મેલ લગાવે.
ભુખ ભમાવે વિદેશ વિપદમાં, દીન દુખી સમતુલ્ય કહાવે;
કવિ ગંગ કહે ભુખ સમુ નહી દુખ, પાપણી ભુખ બભક્ષ કરાવે
જોગી થા સીધી કલંદર તાપસ, એહી ઠાંગ રખ માર કછોટા
પીર મુરદ મુસાફર જંગમ, સેખ વાહી મન મારતી ગોટી
જોગી જાપ જપે નીરંતર, યાકી કીરતહે જગમાં મોટી.
સઊકો દિસ દાસ નીરંતર, રોટી બીના સબ બાતહે ખોટી.

છપા—બંદા બોહોત ન ફુલીએ, ખુદા ખમેગો નહી;
જનમ જોર નવ કીજીએ, મરત લોકકે માંહી.
જે નર કરે ગુમાન, તે નર ખતા ખાવે;
કહે દીન દરવેશ, સમજ લે ગઇ બિગંદા;
ખુદા ખમેગા નહી, બહોત મત ફુલીએ બંદા,

છપો—કળજુગ અંધે રાજમાં, આયો અંધારો ઘોર,
ચોર કરે કોટવાળકુ, ઉલટો ડંડે ચોર.
ઉલટો ડડે ચોર, જોર કોટવાળ ન ચાલે;
શાખો ઝેર વઝેર, લાંચ લઇ અન્ય બોલે;

કહે દીન દરવેશ, ધરમકો રહે નહી પઇઓ.
ગરીબ મરગયા જાય, રાજ ક્યાંજુગકા આઇયા.
પવઇએક શેહેરમાં, પાતરે કરી દુકાન;
તેલ જલ્યા ગાંઠકા, કછુ ન પામી માન.
કછુ ન પામી માન. પાતર દીલમે ખુબ રોઇ.
એ ભડવેકા શેહેરમાં, નિરત આપની ખોઇ;
કહે દીન દરવેશ, બેખ ભવઇયાકા
તુ નાસમજી ના, મેહેર પનઇયાકા.

હવે જે જાચક તથા ભાટ વિગરે જે કોઇ દાન લેવા આવ્યાહુ તા તે લોકોને ઉપર લખેલા છપા તથા દોહરા દુહા વિગરે સંભળાવી સદેવતને ખુશી કીધા તેથી સદેવંતે તેમને ખુબ રૂપીયા વિગરેનું દાન આપ્યુ પછી પોતાના ઘરભણી જવાને રથ ચાલતો કીધો તેમાં એક રથમાં બે સ્રીઓ અને સદેવંત ત્રણે બેઠાં અને બીજા સ્વાર હાથી તથા ઘેડા વિગરે ઉપર બેઠા છે હવે ત્રીજે દી વશે સદેવત પોતાના બાપના નગરની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર કાહાવી પછી રાજા ઘેડા ગુસે થઇને વિચારયુ કે એકનો એકજ છોકરો છે માટે તેની ખુશામુજબ વરતવું જોઇએ એમ ધારી સદેવતને તથા તેની સ્રીઓને પોતાનાં મેહેલે તેડી લાવ્યા અને સદેવંતની માતાએ પોંખીલીધા આ સરવે હકીકત શાવલીગાના બાપે જાણી ને સદેવંતત્રણે સ્રીઓ સાથે સુખ ભોગવે છે.

એરાતે માહાદેવજીએ પારવતીને સદેવંત શાવલીંગાના નવ ભવકહી સંભળાવ્યા પણ ઉપર લખેલી વાત કલપીત છે એમ સમજવું.

સમાપ્ત.